૧૯૮૭

# પુસ્તકમાળાનો સંગ્રહ.

વડોદરા સ્વદેશહિતવર્ધક મંડળી તરફથી
પ્રગટ થએલા
પેહેલા અંક બાર.



છપાવનાર,
ખુશાલદાસ ગોકળદાસ પટેલ.




આવૃત્તિ બીજી.


અમદાવાદ મધ્યે
આર્યોદય પ્રેસમાં છાપ્યો.



સંવત ૧૯૩૯—સન ૧૮૮૩.


કીમત રૂ૦-૪-૦

# પ્રસ્તાવના.

વિદ્યા તથા નીતિના પુસ્તકોની ગુજરાતી ભાષામાં ઘણી ખોટ છે. એ ખોટ પુરી પાડવાનું કામ વડોદરા સ્વદેશ હિતવર્ધક મંડળીએ હાથમાં લીધું છે. આજ સુધીમાં એ મંડળી તરફથી બાર અંક બહાર પડી ચૂકેલા છે. એ બાર અંકોની જુદી જુદી હજારો પ્રતો ખપી ગઇ તે ઉપરથી એ નાના નાના પુસ્તકોની ખરી કીમત જણાઇ આવે છે.

વડોદરા સ્વદેશ હિતવર્ધક મંડળીના મંત્રી સાહેબો તરફથી એ પુસ્તકોને લગતું કેટલુંક કામ મારે હાથે થતું હતું તે ઉપરથી ઘણા જણ મારી મારફત જુદા જુદા અંકો મગાવતા હતા પરંતુ ઘણીકવાર કેટલાક અંકો જથાબંધ ખપી જવાથી મોકલવાનું બની આવતું નહીં, અને ઘણી માગણી ઉભી રહેતી. આમ થવાથી મારા મનમાં એમ આવ્યું કે જેટલા અંક છપાઇ ચૂક્યા છે તેટલાનો એક સંગ્રહ છપાય તો ઠીક. તે ઉપરથી મેં પ્રથમ બાર અંકનો સંગ્રહ કરી આ પુસ્તક છપાવ્યું છે.

હવે પછી પ્રસિદ્ધ થતા અંકોનું બીજું પુસ્તક તૈયાર થાય છે. ઘણું કરીને દરેક પુસ્તકમાં બાર બાર અંક દાખલ કરી પુસ્તકમાળાના ૧૦૮ મણકાનાં નવ પુસ્તક બનાવવાનો વિચાર છે.

પુ. ગો.



# પુસ્તકમાળા.



વડોદરા સ્વદેશહિતવર્ધક મંડળી તરફથી.

## અંક ૧ લો.

પ્રિય વાંચનાર, મારો જન્મ કોણે શા કારણથી આપ્યો તે જરા કહી લઉં. વડોદરામાં એક સ્વદેશ હિતવર્ધક નામે મંડળી છે, તેનો વિચાર એવો છે, કે સસ્તામાં સસ્તાં લઘુ પુસ્તકો સાદી ભાષામાં પ્રગટ કરવાથી તેનો લાભ ઘણાને મળી શકે. છાપવા છપાવવાનું કિફાયતે ખરચ કરીને ખરચ જેટલીજ પુસ્તકની કીમત રાખવી. કંઈ પણ ખોટ ખાવી પણ નફો મેળવવાની આશા રાખવી નહીં. આ કારણથી મારા જેવું સોંઘું સફરું પુસ્તક તમને બીજું કયું મળશે? સાધારણ ભણેલાં સ્ત્રી પુરૂષો પણ મને વાંચીને સમજી શકશે. હું નકામું ટાહેલું નહીં કરૂં. તમને સુબોધ દેવા અને ઉપયોગી જ્ઞાન આપવામેં અવતાર લીધો છે. જેમ માળાનો દરેક મણકો તમે ધ્યાન દઈને ફેરવો છો તેમ મને પણ ધ્યાનથી શ્રદ્ધાપુર્વક ફેરવશો તો તમારૂં કલ્યાણ થયા વગર રહેશે નહીં. હું છેક નાનો છું, પણ માળામાંનો પેહેલો મણકો છું. મને ખસેડતા અગાઉ ખુબ વિચાર કરજો. મારી સેવા તમને ફળ આપ્યા વિના રહેશે નહીં. બીજા મણકા મારા જેવા કે થોડા મોટા કદના નિકળશે. મને વાંચજો. વંચાવજો અને જેમ બને તેમ મારો વધારે પ્રસાર કરજો. કોઈ બીજું મને છપાવશે તોએ મને જન્મ આપનાર નાખુશ થનાર નથી. છેવટ તમને આશિર્વાદ દઉં છું, અને મારી ટેહેલ શરૂ કરૂં છું.

## કરકસર.‡

આપણે હિંદુ લોકો સાદાઈને માટે અસલથી પ્રખ્યાત છીએ. મુસલમાન જેવા આપણે ઉડાઉ નથી, અને સાહેબ લોક જેટલા ખરચાળ નથી. દેશની હવાને લીધે તથા આપણી રીતભાત પ્રમાણે આપણે થોડાં ને સસ્તાં કપડાં લત્તાંથી બસ થાય છે. આપણે માંસ મદીરા જેવી કીમતી ચીજોનો ખપ પડતો નથી. ખાવામાં સાદું અનાજ અને પાવામાં મફતનું પાણી આપણને બસ છે. એથી આપણું પુરૂં થાય છે, એથી આપણું શરીર આરોગ્ય રહે છે, અને એથી આપણે સુખમાં રહી શકીએ છીએ. ખરચ થોડું લાગે અને સુખમાં નિભાવ થાય એવા રસ્તા આપણા વડીલોએ ખોળી કાઢ્યા છે.

---

‡લખનાર હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

એમ છતાં હમણાં હમણાં આપણે દુઃખમાં પડતા જઈએ છીએ, સાદો ખોરાક અને સાદાં કપડાં પણ જોઈએ તેટલાં લોકને મળતાં નથી. ગરીબ લોકો જ્યાં ને ત્યાં ભૂખે ટળવળતા અને ભીખ માગતા આપણે જોઈએ છીએ. સાધારણ લોકોની અને શ્રીમંતોની હાલત પણ માઠી થતી ચાલી છે. દહાડે દહાડે રોજગાર ઘટવાથી લોકની કમાઈ ઓછી થઈ છે. વરસાદ જોઈતો વરસતો નથી, ને જમીનનો કસ ઓછો થયો છે, તેથી અનાજ બરાબર પાકતું નથી. દરિદ્રતા વધવાનાં બીજાં ઘણાં કારણ છે પણ તેનો વિચાર હાલ કરવાનો નથી. જેમ કમાઈ ઘટે તેમ ખરચ પણ ઘટવો જોઈએ. હાલના વખતમાં લોકોએ ખુબ કરકસર કરવી ઘટે છે. પેહેલાનાં કરતાં આપણે ઊલટું વધારે ખરચ કરતા હોઈએ એમ ભાસે છે. માટે અહો દેશી બંધુઓ તમે તમારી આયપતનો વિચાર કરીને ખરચ કરજો. ગુંજાશ કરતાં વધારે ખરચ કરવામાં ગાંડપણ છે.

જ્યારે ઘઊં દોઢ મણના, ડાંગર બેમણ અઢીમણની, ઘી પાંચશેર, છશેરનું, અને ગોળ બાર શેર પંદરશેરનો મળતો ત્યારે આપણે જેવા નાત વરા કરતા તેવા અથવા તેથી પણ ચઢીઆતા નાત વરા હાલ આપણે કરીએ છીએ. એથી પેહેલાં કરતાં હાલ આપણને ચોગણું અથવા વધારે ખરચ લાગે છે. આપણી કમાઈ પેહેલાંના જેટલી નથી, અને ખરચ ચાર પાંચગણું કરીએ તે કેમ પાલવે. એનો વિચાર ખરચ કરનાર, કે નાતવાળા તમામ, કે મહાજનના શેઠીયા કેમ કરતા નથી? એથી સૌ ખરાબ ખસ્ત થવા આવ્યા છે. દરદાગીના ને ઘરબાર સુદ્ધાં વેચી સાટીને લોક વિદુર થવા માંડયા. તોપણ એક રાતની વાળુ પાછળ સૌ અંજાએલા રહે ને વિચાર ન કરે એ કેવું ખોટું છે? ખેડુ, વસવાયાં પ્રથમ કંસાર, લાબશી, લુલીઊં, મગધાન વગેરે કરી નાત જમાડતા, તેઓ હાલ ખાંડ સાકરને ઉપર ઘી ઉછાળતા માલમ પડે છે.

જેમ નાત વરાનું છે તેમજ વિવાહ વાજનનું છે. કન્યાનો પણ ઘણીખરી નાતમાં દુકાળ ચાલે છે, તેથી લોકને ઘણા પૈસા ભરવા પડે છે. કન્યાનો વિક્રય કરવાની શાસ્ત્રમાં મના છતાં લોક પૈસા લેઈ ઢોરઢાંકની પેઠે પોતાનાં છોકરાં વેચતા થયા એ કેટલું ખરાબ કહેવાય? રીત પુરત દહાડે દહાડે વધતી જાય છે. અસલના રિવાજમાં ઘટાડો થતો નથી, અને નવાં ટીંખળ વધતાં જાય છે, એટલે ખરચમાં વધારો થઈ લોક હેરાનગતી ભોગવે છે. મોટા વરઘોડા કાઢવા, વાજાં આણવાં, પૈસાપર દેવતા મૂકવા સારૂ દારૂખાનાં છોડવાં; લેહેણાં કરવાં, જાન પરજાનને ખુબ જમાડવી, લૂગડાં ઘરેણાં મનમાન્યાં કરાવવાં એ સૌ કમાઇ ઉપર ધોરણ રાખ્યા વિના જે કોઈ કરે તે પાછળથી પસ્તાય એમાં નવાઈ નથી. કૂલણજી થઈ પ્રથમ ક-

સીએ, ને તાનરસીઆ લોક ચઢાવે તેમ ચઢીએ એથી જાન કોને થાય વારૂ?

ખાનપાન વસ્ત્રાદિમાં પણ દહાડે દહાડે આપણે ઉડા થતાઉ જઇએ છીએ. વિદ્યાર્થીઓ ભણીને વધારે શોખી થતા જાય છે. કેટલાક તો દારૂ વગેરે કેફની લતમાં પડીને ખરાબ થાય છે. કેટલાક બુટ ઈસ્ટાકીંગ ને લાકડી વાળા થયા છે. પાંચ સાત રૂપિયાના પગારવાળાને પણ એક બનાતનો કે આલપાકાનો ડગલો જોઈએ ને હાથમાં ઝાલવા લાકડી જાઈએ. અંગ્રેજી ભણ્યા તેને તો એથીએ વધારે જોઈએ છીએ; પછી તેને પગાર ગમે તેટલો મળતો હોય. કમાઈના પ્રમાણમાં ખરચ કરવું અને શોખ વધારવો એ કદી ગોગ્ય ગણાય, પરંતુ આઠનું આયપદ અને બારનો વરો કરવા જઈએ તે કેમ પાલવે.? જુવાન અવસ્થા નફકરી છે. એ વખતે છોકરાં છૈયાંની પીડા હોતી નથી. હવે પછી શું થશે ને કુટુંબ નભાવતાં કેટલી હરકત પડશે તેનો જુવાનીઆ વિચાર કરતા નથી. "મળ્યું ત્યારે મીર ને ના મળ્યું ત્યારે ફકીર" એ કહેવત પ્રમાણે જેઓ આગલા વખતનો વિચાર કરી સંગ્રહ કરવાની દાનત રાખતા નથી તેઓ પાછળથી જરૂર દુઃખી થવાના. કીડી મધમાખી જેવાં હલકાં પ્રાણી પણ આગલા વખતનો વિચાર કરી રાખે છે.

કંજુસ થવા કરતાં ઊડાઉ થવું વધારે ખરાબ છે. ઉડાઉ લોક દેશના ઉપર નકામો બોજો થઈ થડે છે. તેઓ જાતે હેરાન થાય છે એટલુંજ નહિ પણ તે આખી પ્રજાને અવગુણ કરતા થઈ પડે છે. જાળવીને ખરચ કરી જેઓ પૈસા ભેગા કરે છે તેઓ દેશની દોલત વધારે છે એમ સમજવું. એ રીતે દોલત વધવાથી ધંધા રોજગારમાં વધારો થાય છે અને લોકને રોજી મળે છે.

કરકસરથી ઘણો લાભ થાય છે, એથી આપણને મન મારવાની ટેવ પડે છે. ઓહો આટલામાં તે શું એવો જે વિચાર રાખેછે તે અંતે ઉડાઉ થયા વગર રેહેતું નથી. કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય એ અગત્યની કહેવત સૌએ ખરચ કરતી વખત યાદ રાખવી. રોજ પાઈ બચાવીએ તો બાર મહીને કેટલું બચે તે વિચારી જુઓ. પાઈ પૈસો ક્યાં ગયો અને ક્યાં આવ્યો એમ જે ધારે છે તે ખરચાળની અંતે ખરાબી થાય છે.

ઘણું ખરૂં ખરચ બૈરાંને હાથ થાય છે. જેના ઘરમાં બાઈડી ઉડાઉ હોય તેનું ઘર સૌથી વહેલું બેસી જવાનું. ભાઈડા તો બિચારા કમાઈ જાણે, પણ તેનો અવેર કરવો બૈરાંને હાથ છે, માટે અહો, બેહેનો તમે જરૂર કસરીઆં થજો. બોહોળે હાથે ઉડાવવા માંડશો, ને પોલે હાથે કામ કરશો, તો તમારા ઘરનું નાવ અધવચ અટકી પડશે. તમારૂં જોઈ છોકરાં શિખશે, માટે તમે હરેક કામ વિચારીને કરજો, ને "ત્રેવડ ત્રીજો ભાઈ છે" એ કહેવત હમેશ યાદ રાખજો.

ત્રેવડ કરી બચાવવું તે પૈસો પેદા કર્યા બરાબર છે. રાજ દરબારે પણ નેક હોય છે. દેવ મંદીરમાં પણ નેકથી ખરચ થાય છે. "કહેવત છે કે

બોલ્યું બાહાર પડે અને રાંધ્યું વરે પડે." વધારે રાંધ્યું હોય તે ટાઢું ખાવું પડે કે નાંખી દેવું પડે. ટાઢું ખઈએતો રોગ થાય ને નાંખી દેઈએ તો ઘરમાં જાન થાય, માટે રસોઈ પાણી વિચારીને કરવાં. મનને જેમ બેહેકાવીએ તેમ તે બેહેકે છે, અને વશ રાખવા ચાહીએ તો વંશ પણ થાય છે. લુગડાં લત્તાં ને ઘરેણાં ગાંઠાં પણ વિચાર કરીને કરાવવાં. તેમાં જેટલા રૂપિયા રોકીએ તેટલા વેપાર રોજગારમાં અર્થ ન આવે ને વ્યાજ ખાય પડે. જેની હાલ જરૂર ન હોય તે કદી લેવું નહીં. જરૂર વગરનાં કપડાં લઈ બાંધી મૂકીએ તો તે નકામાં સડયા કરે, તેનો રંગ ને શોભા બંને બગડે. માટે જ્યારે જરૂર હોય ત્યારેજ કપડાં લત્તાં લેવાં.

કરકસરની દરેક કામમાં જરૂર છે. કસર કરીને બચાવેલા પૈસા બહુ કામ લાગે છે. પૈસા પાસે હોય ત્યારે તે ખરચી દેવાનું મન થાય છે. માટે જે ઉગારે પડે તે બને તો કોઈ સારે ઠેકાણે જમે કરાવવા. એથી ધીમે ધીમે સારી રકમ ભેગી થશે ને વ્યાજ પણ મળશે. વ્યાજના ઘોડાને કોઈ પહોચતું નથી. એક રામે લંકા લીધી; માટે વ્યાજની રામ કાળે કરીને શું ન કરે? એક રૂપિયો દોકડાને વ્યાજે સો વરસ રહેવા દઈએ તો વ્યાજ સાથે તેના એશી હજાર કરતાંએ વધારે રૂપીઆ થાય, એ વાત કેવી નવાઈ જેવી છે! મજુર કારીગરો દરરોજ જે લાવે છે તે ઉડાવી દેછે. તેમાંથી કાંઈ ભેગું કરવાની કાળજી રાખતા નથી; પણ જ્યારે મજુરી ન મળે કે મજુરી થઈ ન શકે કે ખરાબ વરસ આવે ત્યારે તેમને બહુ આપદા ભોગવવી પડે. જે મળે તેમાંથી કાંઈ પણ બચાવવું એવો નિયમ સર્વેએ બાંધવો. થોડું થોડું કરતાં પણ અંતે ઘણું થઈ પડશે. માટે અહો દેશી બંધુઓ ને બેહેનો તમે નીચેના સાત નિયમ તમારે કમાડે, ભીંતે ને હરેક ઠેકાણે લખી રાખજો, તમારા અંતઃકરણમાં કોતરી રાખજો, ને તે અમલમાં લાવવાની ખરા મનથી કોશીશ કરજો.

૧ ત્રેવડ ત્રીજો ભાઈ છે. ૨ ટીંપે ટીંપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાળ બંધાય. ૩ જેનો હાલ ખપ ન હોય તે લેવું નહિ. ૪ ગુંજાશ પ્રમાણેજ ખરચ કરવો. ૫ કમાઈમાંથી કાંઈ પણ બચે એમ કરવું. ૬ બચેલાનો સંગ્રહ કરવો. ૭ પૈસે પૈસાદાર થવાય.



# અંક ૨ જો.

મંડળીના વ્યવસ્થાપકોને જણાવવાને ઘણો આનંદ થાય છે કે આ પુસ્તક માળા કાઢવાનો તેમણે વિચાર કર્યો, પછી કેટલાએક મિત્રોને તે વિચાર જણાવતાં તેઓને તે પસંદ પડયો ને એના પહેલા અંકની પ્રતો છપાઈ તૈયાર થતા પહેલાંજ કેટલાક ગૃહસ્થોએ જથાબંધ ખરીદ કરવાનું કબુલ કર્યું. પ્રથમ આવૃત્તિ બે હજાર પ્રતોની કાઢી હતી તે ખપી ગઈ ને તેથી બીજી આવૃત્તિ તેટલીજ નકલોની કાઢી તે પણ ખપી ગઈ છે. એથી વ્યવસ્થાપક મંડળી તેમનો પ્રયત્ન લોકોને પસંદ છે, એ જોઈ સંતોષ પામે છે. પ્રથમ આવૃત્તિનો પ્રસાર કરવામાં વડોદરા રાજ્યના દેશી કેળવણીના ડીરેકટર રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ એમણે જે સાહ્ય કરી તે માટે વ્યવસ્થાપક મંડળી તેમનો આભાર માને છે.

## ઉદ્યોગ વિશે.

### उद्योगिनंपुरुषसिंहमुपैतिलक्ष्मी.

ભાઈઓ અને બેનો જો તમે તમારૂં કલ્યાણ થવાનું ચહાતાં હો, તો ઉદ્યોગ કરો. આપણું કલ્યાણ થવાને માટે જેમ આપણે કરકસર કરવી ઘટે છે, તેમજ અથવા તે કરતાં પણ વધારે આપણે ઉદ્યોગી થવાની જરૂર છે. આ દેશમાં આપણા દેશી ભાઈઓ અને બેનોમાં આળસ વધારે પેઠું છે, અને તેનું પરિણામ આપણા દેશનું નુકસાન અને દરિદ્રાવસ્થા એ છે. કોઈ પણ દેશ ઊંચી સ્થિતિમાં આવવાને તે દેશના લોકો ઉદ્યોગી અને સદાચરણી હોવા જોઈએ. અર્થશાસ્ત્રનો સામાન્ય નિયમ એ છે કે દેશની સંપત્તિ વધવાને દેશના લોકોનો ઉદ્યોગ અને પરમેશ્વરે આપેલાં સાધનો જોઈએ. એ હોય તોજ સંપત્તિ વધે છે, નહીં તો વધતી નથી. આપણા દેશમાં ઈશ્વરે આપેલાં સાધનો ઘણાં છે. જમીન બહોળી ને ફળદ્રૂપ છે. દેશમાં ડુંગરા, જંગલો અને મોટી નદીઓ જેમની મદદથી ખનિજ પદાર્થો, વનસ્પતિ મળી શકે ને નહેરો તળાવો વગેરે બનાવી શકાય. માત્ર આપણે ખરા મનથી દૃઢ નિશ્ચયથી સતત્ પ્રયત્ન કરવો જોઈએ.

ઉદ્યોગથીજ મોટાં કામો બને છે અને સૃષ્ટિ કર્ત્તા પરમેશ્વરની ઈચ્છા જોઈએ તો પ્રજાએ ઉદ્યોગી થવું એવી છે એમજ ભાસે છે; જુઓ કે ખેડૂત દાણા ઓરે છે અને તે પાકે છે. ફળદ્રૂપતા શક્તિ અને વરસાદ એ પરમેશ્વરે આપેલાં છે, પણ ખેતીનો પાક જ્યારે માણસ મહેનત કરે ત્યારેજ થાય છે. જો માણસે પ્રયત્ન નહીં કરવો, એવી ઈશ્વરની ઈચ્છા હોત તો જેમ પાણીનો વરસાદ વરસે છે તેમ દાણાનો વરસત, અને ખેતીની જે મહેનત કરવી પડે છે તે કરવી ન પડત. એ વિના બીજાં ઘણાં ઉદાહરણો

ઈશ્વરની ઈચ્છા વિષે સૃષ્ટિની રચનામાં દેખાય છે. આપણે જોઈએ છીએ કે મનુષ્યોના ઉદ્યોગથી નવી નવી વાતોના શોધ થાય છે, તેઓનું મૂળ સૃષ્ટિ-બીજ રચનામાં છે. એ વાતોથી ઇશ્વરની ઈચ્છા શું છે તે વિષે આપણી ખાત્રી થાય છે, અને જ્યારે માણસ 'સદાચરણી પ્રયત્ન કરે 'છે ત્યારે ઈશ્વર તેને મદદ આપે છે એવો અનુભવ પણ મળે છે. ઉદ્યોગ ઉપર આધાર રાખી પરમેશ્વરની સાથે માગનારા લોકો બીજા દેશમાં જેવા છે તેવા આપણા દેશમાં નથી અને આપણા દેશમાં દૈવ ઉપર આધાર રાખી લોકોના ઉપર જેવા ભાર થઇ પડનાર છે તેવા બીજા સુધરેલા દેશમાં નથી. ને તે દેશો ઉન્નત છે એનું કારણ એ છે કે ત્યાં એવા (આપણા દેશના જેવા) લોકોની સંખ્યા ઘણીજ ઓછી છે. દૈવ ઉપર આધાર રાખી બેસવું એ મૂર્ખ માણસનું કામ છે. જે ઉદ્યોગ પ્રત્યક્ષ ફળીભૂત થાય છે તેને મિથ્યામાની નથી જણાતું એવું જે દૈવ તેના ઉપર આધાર રાખી બેસવાનું સુજ્ઞ લોકોને પસંદ નથી. દૈવવાદી લોકોના સિદ્ધાંતનું મૂળ જોઈએ તો તે પણ ઉદ્યોગ છે. જો સુકર્મ કર્યા હોય તો સારૂં ફળ મળે. અર્થાત્ પ્રથમ સુકર્મ કરવું એ પણ ઉદ્યોગનુંજ કૃત્યછે. ઉદ્યોગનો મહિમા સારા ભણેલા લોકોજ માને છે અને ભણેલા લોકોના હાથમાં સત્તા હોય ત્યારે પ્રજા ઉદ્યોગી થાય છે. મૂર્ખ લોકો સત્તાધીશ હોય ત્યારે તે નિરૂદ્યોગી થાય છે; મૂર્ખ અને ખુશામતીઆ લોકો વધે છે તેથી લોકને પણ એમ લાગે છે કે સત્તાજ્યા-મેળવવી એ દૈવ ઉપર છે. અને તે પણ પ્રયત્ન કરવાનું છોડી દેછે. પણ રે ભણેલા લોકના હાથમાં સત્તા હોય ત્યારે ઉદ્યોગી પુરૂષનેજ માન મળે છે. મૂર્ખ લોકના હાથમાં સત્તા રહેવાથી તેઓ જ્ઞાનનો પ્રસાર થવા દેતા નથી, અને તેથી સારા ઉદ્યોગ તરફ લોકનું મન જતું નથી. ખટપટ ખુશામત વધે છે અને દેશની હાની થાય છે. પણ હમણાં સુચિન્હ દેખાય છે. રાજકુમારો ભણવા લાગ્યા છે, ને કેટલેક ઠેકાણે રાજકારભાર સારા વિચિક્ષણ મંત્રીઓના હાથમાં આવવા માંડયા છે, એથી આ દેશની ભાવી સ્થિતિ વિષે વિચારવાને પુરૂષોના 'મનમાં આશા ઉત્પન્ન થાય છે,

ઘણા માણસો પૈસાની કીમત સમજે છે પણ તેથી અમુલ્ય પદાર્થ જે વખત તેની કીમત સમજતા નથી એ મોટું ખેદકારક છે. આપણે સોનું બજારમાં લેવા જઈએ તો તે વેચાતું મળે પણજો કોઈ માણસ દુકાને જઈ એમ કહેશે કે પા કે અર્ધી ઘડી આપો, તો તે નહી મળે.॰ એ ઉપરથી વખત અમૂલ્ય છે એવી આપણી ખાત્રી થાય છે, પણ તેનો ઉપયોગ આપણે કરતા નથી. એક સારા વિદ્વાનનું એવું વચન છે કે માણસ ઉદ્યોગી હોયતો તે પોતાનું આયુષ વધારી શકે. એનો હેતુ એવો નથી કે આયુષ વધે પણ માણસ ઉદ્યોગમાં વખત ગુમાવે તો નિરૂદ્યોગી માણસોના આખા જન્મમાં કામ નહી થઈ શકે તે ઉદ્યોગી માણસ થોડા મુદતમાં કરી શકેછે. એ ઉપરથી એવું અનુમાન કાઢી શકાય છે

કે ઉદ્યોગી માણસોનો થોડો કાળ નિરૂદ્યોગી માણસના જન્મારા કરતાં વધારે કીમતી છે. ભાઈઓ અને બેનો એ વાત જો તમારા મન ઉપર બરોબર રહેશે તો તમે તમારા અમૂલ્ય વખતનો ખરો ઉપયોગ કરી શકશો.

દેશના લોક ઉદ્યોગી હોય તોજ દેશનો સુધારો થાય એમ આપણે ઉપર કહ્યું છે. હવે આ દેશની સ્થિતિ તરફ આપણે જોઈએ તો ખેદ થયા વગર રહે નહી એમ મને લાગે છે. આ દેશમાં નિરૂદ્યોગી લોકોનો જથો ઉદ્યોગી લોકો કરતાં વધારે છે. સ્ત્રી અને પુરૂષોની સંખ્યા સમાન છે એમ માનીએ તો ઊંચ વર્ણના લોકની સ્ત્રીઓ ઘણોજ થોડો ઉદ્યોગ કરે છે. એવી સ્ત્રીઓનો જથો કાંઈ ઓછો નથી.

હવે અર્ધ સંખ્યા જે પુરૂષોની રહી તેમના વિષે જોતાં તેમાં પણ દેશ સંપત્તિના ઉત્પાદક શ્રમ કરનાર લોકોની સંખ્યા ઘણીજ થોડી છે. ધર્મગુરૂઓ, ભાટ, ચારણ બ્રાહ્મણ. બાવા, વેરાગી, ફકીર, અને એવા એવા લોકોનો જથો કાંઈ થોડો નથી. એ લોકો કોઈ પણ રીતે દેશની સંપત્તિમાં વધારો નહીં કરતાં અથવા દેશના કલ્યાણ માટે કાંઈ શ્રમ નહીં લેતાં ઉદ્યોગી લોકોએ જે કાંઈ મેળવ્યું હોય તે ખાઈ જાયછે. જે લોકો પોતાનો વખત દેશી લોકોના ઉપયોગ તથા હિત માટે ખરચે તેઓને માટે તથા અનાથ અશક્ત એવા લોકોને માટે અથવા જે આપણા ધર્મશાસ્ત્રના હેતુ પ્રમાણે ખરો ધર્મ કહી શકાય તે ધર્મ નિમિત્ત જે માણસોને આશ્રય આપે તેઓને માટે મારૂં કાંઈ કહેવું નથી; પણ નકામા નિરૂદ્યોગી લોકો જે બીજા ઉપર ભાર થઈ પડેછે તેમના તેવી સ્થિતિ દેશને નુકશાનકારક છે, એટલુંજ મારૂં કહેવું છે. ઉદાહરણ માટે જુઓ કે—એક કુટુંબમાં આઠ માણસ હોય ને તે બધા કુટુંબના કામ માટે પરિશ્રમ કરતા હોય તો તે કુટુંબ સારી સ્થિતિમાં આવે. પણ જો એક કુટુંબમાં એક માણસ મેળવતો હોય અને બીજા લોકો કાંઈ પણ કામ કુટુંબને અર્થે નહીં કરતાં ફોકટનું ખાતાં હોય તો તે કુટુંબને કોઈ દિવસ બરકત આવશે નહીં. એ જેવું એક નાના કુટુંબને લાગુ પડે છે તેવુંજ આખા દેશને માટે સમજવાનું છે. મને લાગે છે કે ગુજરાતમાં અસલથી એવી સ્થિતિ નહોતી. છેક હમણાં સુધી ગુજરાતમાં ઊંચ વર્ણનાં બૈરાંઓમાં સુતર કાંતવાનો ઘણો પ્રચાર હતો તે દિવસે દિવસે કમી થતો જાય છે. એવી કહેવત ચાલતી આવી છે કે બાપના રાજ્યમાં ન સમાય ને માના રેંટીઆમાં સમાય. એ ઉપરથી બૈરાંઓ કેવાં ઉદ્યોગી હતાં એનો સહેજ વિચાર બાંધી શકાય. હવે એમ થવાને સારૂ કેટલાંક કારણો છે તેમાં મુખ્ય તો એ કે—દેશમાં ઘણી મીલો (સુતર કાંતવાના સંચા) નિકળવાથી તથા યંત્રથી બનેલું સુતર સોંઘું અને સારૂં ઘણું આવવાથી અસલના જેવી હાથના સુતરની કીમત હવે ઉપજતા નથી. પણ જ્યારે વખત સમૂળગો ફોકટ જાય છે ત્યારે તે કરતાં કાંઈ પણ ઉપયોગી થાય તે નફોજ છે. સુતર કાંતવા વિના બી-

જાં પણ નાનાં કામો ઘણાં છે કે જે ઘરમાં કરી શકાય. અને તેથી કુટુંબને મદદ થાય અથવા જે ચીજો બહારથી વેચાતી આણવી પડે તેનો ઊગારો થાય. ઉદ્યોગ કરવામાં બીજું એ જોવાનું છે કે શ્રમ વિભાગ થવો જોઇએ. બધા માણસો એકજ ધંધો કરવા લાગે તો તે ધંધામાં ફાયદો કોઈ દિવસ થવાનો નથી. ઉદાહરણઃ–ઘડીયાળ કરવાનો બધો સામાન પોતે કરી પોતે ઘડીયાળ બનાવવું એવો જો કોઈ માણસ વિચાર કરે તો એક ઘડીયાળ બનાવવામાં ઘણા દિવસો રોકાય ને તે ધંધામાં કોઈ દિવસ ફાયદો મળે નહીં. ઈંગ્લાંડ અને બીજા સુધરેલા દેશોમાં એવા કામના જુદા જુદા ભાગ જુદા જુદા માણસો કરે છે, અને તેથી તે જલદી તૈયાર થાય છે. ઇંગ્લાંડમાં ગંજીફા રમવાનાં પત્તાં બનાવવામાં આવે છે, તેમાં એક પાનું પુરૂં થતા સુધીમાં તે દશ કરતાં વધારે માણસોના હાથમાં તેના જુદા જુદા ભાગ બનાવવા માટે જાય છે, તેમજ એક ટાંકણી બનાવવામાં ઘણા માણસો લાગે છે, ત્યારે તે તૈયાર થાય છે. એમ કરવાનું કારણ એછે કે એકજ કામ ઉપર એક માણસ હમેશ મંડયું રહે તો તે કિસબ તેના હાથમાં સારો બેસે, ને કામ ઝડપથી તૈયાર થાય છે. તેમજ એકનું એક કામ કરવામાં ઘણો વખત રોકાતો નથી. ઉદાહરણ—એકજ માણસને જુદાં જુદાં કામ કરવાનાં હોય ત્યારે એક કામ હાથમાંથી છોડી બીજું કામ લઈ તેમાં મન લગાડે તો તેમ કરવામાં વખત જાય છે. એમ સમજવા માટે એક રમવાના પાનાનો દાખલો લઈએ. એક પાનું કરવાનું હોય તો તેમાં કાગળ પાના જેવા તૈયાર કરવા તથા તે એક આકારમાં કાતરવાનું કામ ન ગણતાં ચિત્ર કાઢવાં તથા જુદા જુદા રંગ દેવાના લઈએ. હવે એકજ માણસ એ કામ કરવાનો હોય તો એક વખત ચિત્રની આકૃતિ કાઢી તેમાં જુદી જુદી જાતના રંગ ભરવામાં દરેક વખત તેને હાથમાંથી કલમ મુકી બીજો રંગ તથા બીજી કલમ લઈ તથા તે બરોબર છે કે નહીં તે તપાસી રંગ પુરવો પડે છે એમાં વખત ઘણો જાય છે. હવે ચિત્ર કાઢવા સારૂ તથા જુદી જુદી જાતના રંગ પુરવા સારૂ જુદા જુદા માણસો હોય તો તે ઝડપથી એક કામ પૂરૂં કરી શકે છે. એક માણસ ચાર પાંચ દિવસમાં જેટલું કામ કરે તેના કરતાં એ રીતે એક દિવસમાં ચાર માણસ ઘણુંજ વધારે કામ કરી શકે છે. પણ એ વાત આપણા કારીગરો બરાબર ધ્યાનમાં લેતા નથી અને તેથી તેમનું કામ સારૂં અને ઘણું થતું નથી. આપણા લોકો પોતાના કામમાં શ્રમ વિભાગ કરતા નથી એમ મારૂં કહેવું નથી પણ નજ ચાલે ત્યારે કરે છે. પરંતુ શ્રમ વિભાગના નિયમ ઉપર સારૂં ધ્યાન આપે તો મને લાગે છે કે ઘણો ફાયદો થાય.

આપણા લોકોમાં એક બીજી ખામી એ છે કે એક માણસ એક ધંધો કરતો હોય અને તેમાં ફાયદો દેખાય તો એકદમ બીજા ઘણા લોકો તે ધંધા ઉપર વળગે છે પણ તે ધંધામાં આટલા બધા માણસો પડવા જરૂર

છે કે નહીં તેનો વિચાર કરતા નથી. એ બાબતના દાખલા ઘણા છે. નોકરીની જગાઓની તથા નોકરી કરવા માટે તૈયાર થઈ તે ઉપર આશા રાખી બેસનાર લોકોની સંખ્યા તથા ઘણે ઠેકાણે કોર્ટોમાં થતા દાવાઓ તથા વકીલોની સંખ્યા, કેટલાક પ્રગણાઓના કપાસનો પાક અને તે પીલવા સારૂં લોકોએ કરેલાં જીનોની સંખ્યાઓનો જો કોઈ લક્ષપૂર્વક વિચાર કરે તો મારૂં કહેવું સત્ય છે એવું નજરમાં આવ્યા વગર રહેશે નહીં.

સર્વકાળ એ નિયમછે કે દેશના લોકોની જરૂરીઆત માટે જે અવશ્ય જોઈતા પદાર્થો હોય તે દેશમાં બનાવવાનો ઉદ્યોગ થવો જોઈએ. એવા પદાર્થોનો વકરો સારો થાય છે. દેશની જરૂરીઆત પૂરી પાડયા પછી બાહેર સસ્તા ભાવથી મોકલવા જેવા પદાર્થ બની શકે તો વેપાર વધારે ચાલે છે. હવે કોઈ વખત એમ બને છે કે પોતાના દેશમાં કોઈ પદાર્થ બનતી મેહેનત લીધા છતાં પણ જોઈએ તેટલો મળતો નથી અને તે પરદેશથી મંગાવવામાં આવે તો ઘણો સોંઘો અને સુગમ પડે છે. એવે પ્રસંગે તે પદાર્થ પરદેશમાંથી મગાવવામાં આવે તો હરકત નથી. પણ સ્વદેશમાં જે પદાર્થો બનવા સરખું સાધન હોય તેમ છતાં તે પદાર્થો પરદેશમાંથી મંગાવવાનો વખત આવે તોતે દેશના લોકોનું મૂર્ખત્વ અથવા આળસુપણું ગણાય. આ દેશમાં એવું ઘણું ચાલે છે. માણસને બાજા સર્વ પદાર્થ કરતાં પ્રથમ નિર્વાહ માટે અન્ન અને વસ્ત્ર જોઈએ તે ઉત્પન્ન થવાનાં ઈશ્વર કૃપાથી અહીં ઘણાં સાધનો છે. પણ તેનો ઉપયોગ આપણી આળસથી જેવો થવો જોઈએ તેવો થતો નથી એ મોટી દુર્ભાગ્યની વાત છે. ખરી જરૂરીઆતનાં સાધનોનું આમ છે તો મોજ શોખના તથા બાજા પદાર્થો વિષે શું કહીએ ? જમીન બોહોળી છે પણ ખેતીવાડીમાં સુધારો થતો નથી. જમીનના જે ફળદ્રૂપ ભાગ પ્રતિ વર્ષના પાકમાં કાઢી લેવામાં આવે છે તે પાછા જમીનમાં નાંખવાનો પ્રયત્ન થતો નથી, તેમજ જમીનની ફળદ્રૂપતા વધારવા માટે ઉદ્યોગ કરવો જોઈએ તે થતો નથી. તેથી જમીનનો પાક દિવસે દિવસે ઓછો થતો જાય છે. જો એમજ ચાલ્યું રહેશે તો આગળ જતાં શી દશા થશે તે કહી શકાતું નથી.

હવે વસ્ત્ર થવાનું મુખ્ય સાધન જે કપાસ તે આ દેશમાં ઘણો પાકે છે, પણ વસ્ત્ર આપણે પરદેશથી લાવીએ છીએ. એ ઉપર પણ ઉદ્યોગી લોકોનું લક્ષ જવું ઘટે છે. એક રૂપૈઆનું રૂ પાંચ અથવા છ શેર આપણે મોકલીએ છીએ. જે રૂનું પાશેર અથવા અચ્છેર કપડું આપણે વેચાતું લેઈએ છીએ. એ ઉપરથી વિલાયતના લોકો એમના ઉદ્યોગનો બદલો આપણી પાસેથી કેટલો લે છે તે દેખાઈ આવે છે. એ પ્રમાણે બીજી ઘણી વાતો છે. કૃષિશાસ્ત્રનો સારો અભ્યાસ કરવા તરફ તથા તેના નિયમોનો અનુભવ લેવા તરફ ભણેલા લોકોનું લક્ષ જતું નથી, અને ખેતી કરનારા લોકો અભણ તથા પરંપરાથી ચાલતી આવેલી ચાલને વળગી રહેનારા છે, તેથી તે પોતે કાંઈ સુધારો કરવા તરફ ધ્યાન આપી શકતા નથી. યંત્ર બનાવવાના કામમાં

આવે એવા પદાર્થો આ દેશમાં ઘણા છે તેમજ ઉનના સારા પદાર્થો અહીં બની શકે તેવું છે આ દેશના ડુંગરોમાં અને બીજે ઠેકાણે સારી રીતે તપાસ કરવામાં આવે તો ખનીજ પદાર્થો ઘણા મળી આવે તેમ છે. માત્ર જેમને તે વિષયનું શાસ્ત્રીયજ્ઞાન હોય તેવા અનુભવી માણસોએ એ બાબત ઉદ્યોગ કરવો જોઈએ. મારા કહેવાનો હેતુ એટલોજ છે કે લક્ષપૂર્વક ઉદ્યોગ કરવામાં આવે તો આ દેશના લોકોને જે અવશ્યના પદાર્થો છે તે દેશમાંજ બની શકે એટલુંજ નહીં પણ તે વસ્તુઓનો વેપાર પણ કરી શકાય. ઘણા ભણેલા માણસો જે નોકરી વિના બીજું શું કરીએ એમ કહે છે, ને તેવી રીતે રહેવાથી લોકોનાપર જે એક રીતે ભાર રૂપ થઈ પડે છે તે લોકો જો લક્ષપૂર્વક આ વિષયનો વિચાર કરે તો મને લાગે છે કે તેમને તેમની ભૂલ જણાયા વગર રહેશે નહીં. ઉદ્યોગી પુરૂષને કરવા જેવા ઘણા ધંધા છે. ઉદ્યોગી અથવા આળસુ થવું એ માણસને નાનપણથી જેવી ટેવ પડે તે ઉપર આધાર રાખે છે. જે છોકરાંઓને નાનપણથી માબાપના લાડથી રમતમાં તથા ફુક્કડ દેખાવવામાં વખત ગુમાવવાની ટેવ પડે છે તેમનાથી પછી ઉદ્યોગ થતો નથી. તે છોકરાઓ મોટા થાય છે ત્યારે આળસુ થાય છે. માટે નાનપણથી ખોટી ટેવ ન પડે તેવી કાળજી રાખવી જોઈએ. ઉદ્યોગ વિના વખત નહીં ગુમાવવાનું ધ્યાનમાં રાખવું જોઈએ. ઉદ્યોગ કરવાનો તથા નિયમિતપણાની ટેવ રાખવા સારૂ દરેક માણસ જો રાત્રે સુતી વેળા વખત સારી રીતે ગુમાવ્યો કે કેમ એનો વિચાર કરે તો મને લાગે છે કે તેથી ઘણો ફાયદો થાય. જો તેણે આળસમાં, કુકર્મમાં અથવા નકામી વાતોમાં વખત વ્યર્થ ગુમાવ્યો હશે તો તેને પશ્ચાતાપ થશે ને તેમ થતાં થતાં તેને ઉદ્યોગ કરવાની ટેવ પડશે. નિયમિત થવા સારૂ સ્મરણ પુસ્તક રાખવું ને અમૂક દિવસે આપણે બીજાને અમૂક કૃત્ય કરવાનું કબુલ કરયું હોય તે લખી રાખવું. અને તે દિવસે ઠરાવેલા વખતે તે કૃત્ય કરવું. એ પ્રમાણે કરવાથી પછી નિયમિત વખતે કામ કરવાની ટેવ પડે છે.

આ દેશમાં ઘણા ધંધાઓ ચાલુ થવા સારૂ જુદા જુદા ધંધા સંબંધી કેળવણી આપવી જોઈએ. તેમ થયેથી તે ધંધા લોકો અહીં ચલાવી શકશે. ઉપયોગી પદાર્થો અહીં બનાવવાનાં કારખાનાં જુદે જુદે ઠેકાણે શરૂ થાય તો તેથી ઘણા લોકોને ઉદ્યોગ કરવાનું સાધન મળે.

આ વિષયના સંબંધમાં નીચેના સિદ્ધાંત હમેશ ધ્યાનમાં રાખવા વાંચનારાઓને મારી વિનંતિ છે. ૧. વખતની કીમત સોના કરતાં વધારે છે. ૨. વખત ઉદ્યોગ વગર ગુમાવવો નહીં; પ્રતિ દિવસે સુતી વેળાએ વખતનો હિસાબ તપાસવો. ૩. ઉદ્યોગ કરે તેને પરમેશ્વર સહાય કરે. ૪. નાનપણથી ટેવ પાડીએ તેવી પડે માટે ઉદ્યોગી થવાની તથા કાંઈ પણ કામ નિયમિત વખતે કરવાની ટેવ પાડવી. ૫. ધંધા સંબંધી ઉપયોગી કેળવણી

લેવા ઉપર વધારે ધ્યાન આપવું. ૬. કોઈ પણ ધંધામાં પડતાં પેહેલાં તેમાં કેટલા માણસોનો સમાસ થઈ શકે એવું છે તેનો વિચાર કરવો જોઈએ. ૭. પડી રહેલું લોઢું જેમ કાટથી ખવાય છે તેમ શરીર આળસથી ખવાય છે.



## અંક. ૩.

### ભણીને શું કરવું. †

એક વખત એવો હતો કે ભણેલા શોધ્યા પણ નહોતા જડતા. તે વખતે નિશાળો બહુ થોડી હતી, અને લોકને ભણવાની ઇચ્છા પણ થોડી હતી. સરકારને હરેક ખાતામાં પુષ્કળ નોકરો જોઇતા હતા તેથી થોડું ઘણું ભણેલાને પણ સારા પગારની નોકરી મળતી. વસ્તુનો ભાવ જેમ છત અને ખપ ઉપર છે તેમ ભણતરનુંએ સમજવું.

દહાડે દહાડે નિશાળો ઘણી ઉઘડતી ગઇ, અને ભણેલાનો ભાવ સારો પૂછાતો જોઈ લોકની વૃત્તિ ભણવા તરફ પણ બહુ દોડી. ભણેલા વધવા લાગ્યા અને નોકરીઓ પૂરાઈ જવા માંડી. એટલે ભણતરની કીમત ઘટતી ગઇ. એકજ જાતનું અનાજ ઘણે ઠેકાણે મળતું હોય તો ખરીદનાર બધે તપાસ કરે અને જે સારૂં ને સસ્તું મળે તેજ લે. એ રીતે થોડી નોકરીઓ સારૂં સરકારને થોડા માણસ જોઇએ અને ઉમેદવાર પુષ્કળ હોય તો સરકાર જે વધારે હુશિયાર હોય ને થોડે પગારે નોકરી લેવા ખુશી હોય તેનેજ નોકરી આપે એ સ્પષ્ટ છે.

છેક પાંસઠ છાસઠની સાલ સુધી મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપનારને પચાસ કરતાં ઓછો પગાર નહોતો મળતો. એથી વધારે ભણી પદ્દી પામ્યા હોય તેને ઘણો ભારે પગાર મળતો. એકલું ગુજરાતી ભણેલા પણ સારી રીતે ઠેકાણે પડતા.

પરંતુ હાલ આપણે શું જોઈએ છીએ. મહા પાઠશાળામાં ભણી પદ્દી મેળવી આવનારને મામલતદારોના હાથ નીચે પારખની રૂ૩૫) ની જગા આપવાનો સરકારે ઠરાવ કર્યો છે, મેટ્રીક્યુલેશનમાં પાસ થએલાને પંદર રૂપીઆનો પગાર પણ મળવો મુસ્કેલ થઈ પડયો છે. અધવધરૂં અંગ્રેજી શિખેલા તો નકામા અથડાય છે. વકીલ વગેરેની કેટલીક પરીક્ષાઓ ગુજરાતી ભણેલા આપી શકે નહિ. ગુજરાતીમાં પાસ થઇ સરટીફીકેટ મેળવ્યું હોય તોપણ તેમને પાંચ સાત રૂપીઆની જગા પણ મળી શકતી નથી.

આમાં વાંક કોનો છે. સરકારનો કાંઇ દોષ નથી કેમકે સરકાર કાંઇ બધાંને જગા આપી શકે નહિ તેમ આપણે ઉપર કહ્યું તેમ સરકારને તો જે સારૂં ને સસ્તું મળે તે ખપ પ્રમાણેજ લે. ભણતરને માથે પણ દોષ

† લખનાર હરગોવનદાસ દવારકાંદાસ કાંટાવાળા.

મુકી શકાતો નથી. કારણ, ભણતરની કીંમત વધારવી તેના હાથમાં નથી. વિદ્યાર્થીઓ બિચારા મેહેનત લઇને ભણે છે અને નોકરીને માટે ખુબ ધક્કા ખાય છે માટે એમનો પણ શો વાંક કહાય. મેહેનત કરતાં છતાં પણ ફળ ન મળે ત્યારે વાંક વિધાતાનો ગણવો, કે કેમ કરવું?

કોઇને સારો રસોઇઓ જોઈએ તો તે ઝટ ને થોડે પગારે મળતો નથી. તે ચારપાંચ રૂપીઆનો પગાર માગે. લુગડાં લત્તાની આશા કરે ને શેઠનું ખાય એટલે આ મોંઘા વખતમાં તેને લગભગ દશ રૂપીઆનો પગાર પરવડે. પણ છઠ્ઠા ધોરણમાં પાસ થએલા છોકરાને પાંચ સાતનો પગાર મળવો પણ મુશ્કેલ થઈ પડ્યો છે. અહિં તો કલમ કરતાં કડછીની કીંમત વધી ગઈ. તમારે સારો ચાકર જોઈતો હશે તો તે પણ લગભગ રસોઇયાના જેટલી માગણી કરશે. ભણેલા કરતાં મધ્યમ ચાકર પણ વધારે કમાય ત્યારે કોની ચાકરી ચઢતી સમજવી? એક પટાવાળાને સાતઆઠનો પગાર, ને તે સાથે બે રૂપીઆ ભથ્થુ મળે પણ એક પાસ થએલો છોકરો તેથી અરધા કે ઓછા પગારે આસિસ્ટંટની નોકરી કરતો હોય. હજામ, કુંભાર. જેવાં વર્ણ વગરનાં વસવાયાં પણ ભણેલા કરતાં વધારે કમાય એ જોઈ ભણેલાને કેટલું લાગવું જોઇએ?

ત્યારે હવે કરવું કેમ? શું લોકોએ ભણવાનું છોડી દેવું? ના ભણતર તો અતિ ઉપયોગી છે. એ વડે જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાન વડે માણસ પોતાને જોઇતાં સાધાન મેળવી શકવાને યોગ્ય થાય છે. રખડતા ભણેલા સવાલ કરશે કે જો ભણતરથી એમ થતું હોય તો અમને જોઈતાં સાધાન કેમ મળી શકતાં નથી? શું અમે થોડું ભણ્યા છિએ? શું અમને પાસ થયાનાં ખોટાં સરટીફીકેટ મળ્યાં છે? તમે પાસ થયા જેટલું ભણ્યા છો એ વાત સાચી પણ તમારામાં ત્રણ ચુક રહી છે. ૧ લી. તમે ભણ્યા પણ ગણ્યા નથી. ૨ જોઈતાં સાધન મેળવી શકાય એવી જાતનું તમે ભણ્યા નથી. ૩ એક ઘડામાં ભરેલું પાણી સઘળા પીવા માગો છો પણ પાણીના બીજા ઘડા માટે તમે મેહેનત કરતા નથી. આ વાતોનો જરા વધારે ખુલાસો કરીએ.

૧. પ્રથમ તો તમે સમજીને ભણ્યા નહિ. વેદીઆ ઢોરની પેઠે પોપટીઆપર વધારે કાળજી રાખી ભણતી વખતે આસપાસનો વિચાર ન કર્યો. સંસાર કામકાજને લગતું તમે કાંઇ ધ્યાન ન આપ્યું. પોતાના બાપ દાદાનો ધંધો ગણકાર્યો નહિ. તે નીચ ને હલકી જાતનો છે એમ માનીને કે બીજા કારણોથી તે તમે શિખ્યા નહિ બીજા કોઇ ધંધામાં પડવાને લાયક થવા સારૂં તેને લગતું જ્ઞાન મેળવવાની તમે કાળજી ન રાખી. નોકરી કરવામાં પણ ભણતર સિવાય ગણતરનું કામ પડે છે એ વાત તમે લક્ષમાં ન લીધી તેથી કદાચ તમને નોકરી મળે છે તો પણ તમે તમારા

ઉપરીને એકદમ કામથી ખુશી કરી શકતા નથી; તેથી ઘણા અધિકારીઓમાં એવો સામટો વહેમ પેસી ગયો છે કે ભણેલા કરતાં અનુભવી નોકરો સારા, એ ઉપરથી ઘણીવાર તેઓ ભણેલાને પસંદ કરતા નથી. ચોપડીઓના જ્ઞાન સાથે 'સંસારચોપડીનું' જ્ઞાન પણ મેળવવાની વિદ્યાર્થીએ કાળજી રાખવી જોઈએ. એમ નથી હોતું ત્યારે ભણેલાની મજાક થાય છે ને તે પોષાતા નથી. તમે લેખાવળીમાંના બધા લેખ શીખી ગયા હોછો પણ કોઈ ખત કે અરજી લખાવા આવે તે તમને આવડે નહિ. ત્યારે લોક તમને હસે એમાં નવાઈ શી? તમે નામુંઠામું રાખવાની રીત ચોપડીમાંથી શીખી ગયા હો ને તેમાં પાસ પણ થયા હો પરંતુ તમને ચોપડામાં એક અક્ષર પણ પાડતાં ન આવડે ત્યારે તમને કયો સરાફ નોકર રાખે વારૂ? તમે ચોપડી માંહેલા ઉત્તમ પ્રકારના હિસાબ સ્લેટપર ગણી શકતા હો પણ બજારમાં ચીજ લેતી વખત તેનો હિસાબ ગણી ન શકો કે સ્લેટપેન ખોળવા જાઓ કે ઘણીવાર લગાડો ત્યારે તમારૂં ભણતર તે ઠેકાણે શા કામાં આવે? તમે ચીપી ચીપીને અક્ષર મોતીના દાણા જેવા કાઢતા હો પરંતુ કારકુનની પેઠે ઝડપથી આંકયા વગર ને વાંચી શકાય એવું લખી ન શકતા હો તો તમને તેવી જગા કોણ આપશે?

એક બ્રાહ્મણનો છોકરો અઢાર વરસ સુધી કાશીમાં રહી ખૂબ ભણ્યો. ભણીગણીને પોથાંના પોઠી ભરી ઘેર આવવા નીકળ્યો. રસ્તે એક ગામમાં કોઈ ગુણકાના ઘર સામે મુકામ કરી તે ખીચડી રાંધવા બેઠો હતો. એવામાં ત્યાંનો કોઈ શાહુકાર મરી ગયો. મોતની વાત દાશીઓએ ગુણકાને કહી ત્યારે તે બોલી, જાઓ તમે તજવીજ કરો કે એ શાહુકાર તે સ્વર્ગે ગયો કે નર્કે? આ વાત સાંભળી પેલા પંડિતને આશ્ચર્ય લાગ્યું, સ્વર્ગે નર્કે ગયાની ઓળખ તેના ભણતરમાં અઢાર વરસ સુધી આવી નહિ. તે આ ગુણકા અને તેની દાસીઓ સુદ્ધાં જાણે છે એ શું? કદાચ હું ભણેલું ભૂલી ગયો હોઈશ માટે લાવને પાનાં તપાસું એમ કહી તે પોઠમાંથી પુસ્તકો કાઢી પાનાં ફેરવવા લાગ્યો. વિચારમાં એટલો ગરક થઈ ગયો કે ચૂલે ખીચડી હતી તેનું પણ ભાન ન રહ્યું. ખીચડી બળીને કોયલા થઈ ગઈ અને પેલી દાસીઓ પાછી આવી ત્યાં સુધી તેને પાનામાંથી કાંઈ હાથ લાગ્યું નહિ. દાસીઓએ જઈ ગુણકાને કહ્યું બાઇ સાહેબ, શેઠ તો સ્વર્ગે ગયા. આ સાંભળી ભટજી તો દિંગજ થઇ ગયા. તેણે જાણ્યું કે એ ગુણકાને દાસીઓ મારા કરતાં વધારે વિદ્વાન હોવી જોઈએ. હું આટલે વરસે ઘેર જાઉં તે છતાં આવી વાતમાં અજ્ઞાન રહું એ ઠીક નહિ. માટે ચાલ પાછો કાશી જઈ થોડાં વરસ વધારે શીખું. ફરી કાશી જતાં અગાઉ તે ગુણકાને ઘેર ગયો અને હાથ જોડી બોલ્યો બાઈ તું કોઈ મહા વિદ્વાન સ્ત્રી જણાય છે, અને તારી દાસીઓએ પણ પંડિતાઈ મેળવી છે. હું અઢાર વરસ કાશીમાં રહ્યો તોએ

અજ્ઞાન રહ્યો માટે અને કૃપા કરી કહે કે પેલો મરનાર શેઠ સ્વર્ગે ગયો એમ તારી દાસીઓએ શી રીતે જાણ્યું? ગુણકા મોઢે ડૂચો દઇ પોપટ પંડિતની મૂર્ખાઇને માટે હસવા લાગી. આખર૰ તે બોલી ભાઇ એવી પરીક્ષા કરવામાં કાંઈ વિદ્વતાની જરૂર નથી. એતો હરેક સાધારણ સમજનું માણસ કહી શકે. સ્વર્ગ નર્ક કાંઈ આકાશમાં નથી. સૌ અહીંનું અહીં છે. કોઇ માણસ મરી ગયું તેને દાટવા બાળવા લઈ જતી વખતે ઘણા લોક એને માટે શું બોલે છે તે જોઇએ એ સ્વર્ગે ગયો કે નર્કે એ નક્કી થઈ શકે. લોકો જો એમ બોલે કે "હરિ હરિ શેઠ પડ્યા તે બહુ ખોટું થયું. એતો સવારના પહોરનું નામ હતા. મનમાં દયા બહુ, જુઠું બોલવું નહિ, ને મરતા સુધી એમણે દાનત બગાડી નહોતી" તો જાણવું કે શેઠ સ્વર્ગે ગયા. એથી ઉલટું બોલે એટલે તે કહેકે મૂઓ તો પીડા ગઈ, બધા ગામનો ઉતાર હતો, આખો ભવ કાળાં કર્મ કરીને પૈસા ભેગા કર્યા ને હાથે આમલીના બંધ હતા તેથી એક દમડી સરખીએ હાથે કરીને કોઇને આપી નથી. જેના વિષે આવું મત લોકો બાંધે તે જરૂર નર્કેજ જવાનો. બ્રાહ્મણ કાનની બૂટ ઝાલીને ગુણકાને પગે લાગી પસ્તાતો પસ્તાતો મુકામપર ગયો.

વિલાયતમાં એક મહાગણિતિક હતો. ભૂમિતિમાં તો તે એક્કો ગણાતો. હિસાબ ગણવા હોય કે લખવું હોય ત્યારે તે કામ એકાંતમાં અંધારે કરવાની તેને ટેવ હતી; તેણે બે બિલાડી પાળી હશે ,તેમનાપર તેને ઘણો પ્યાર હતો. પોતે ઓરડામાં બારણાં બંધ કરીને કામ કરતો હોય ત્યારે બિલાડીઓને અંદર આવવા સારૂ બારણાને તેણે બે કાણાં પાડી રાખ્યાં હતાં. મોટું કાણું મોટી બિલાડીને માટે અને નાનું કાણું નાનીને માટે. એક દહાડો કોઇ વગર ભણેલો તેને ત્યાં આવી ચઢ્યો; તેણે વાત કરતાં પૂછ્યું કે આ બારણાને બે કાણાં કેમ પાડી મૂકયાં છે. પંડિતે કહ્યું મારી પાળેલી બે બિલાડીઓ છે તેમને આવવા સારૂ એ કાણાં છે. પેલે પૂછ્યું પણ બે કાણાની શી જરૂર? પંડિતે કહ્યું મોટીને સારૂ મોટું ને નાનીને સારૂ નાનું. પેલો બોલ્યો પણ બે કાણાંની કાંઇ ,જરૂર નથી. મોટા કાણામાંથી નાની બિલાડી પણ આવી શકે. આ સાંભળી પંડિત તો વિચારમાં પડી ગયો. થોડી વારે પોતાની ભૂલ સમજાઈ. ગોળના વ્યાસપરિઘનાં મોટાં મોટાં ગણીત કરનારે મોટા ગોળમાં નાનો સમાઈ શકે અથવા તેમાંથી નાની બિલાડી આવી શકે એનો વિચાર ન કરતાં નકામું વધારે ખરચ કર્યું ને વધારે અજવાળું આવવાનો રસ્તો કર્યો અને તેથી અભણના મોઢા આગળ પણ પોતાના અજ્ઞાનની હાંસી કરાવી.

૨. હવે તમે શું ભણ્યા છો તેનો વિચાર કરીએ. તમે જાણો છો કે સરટિફિકેટ મળ્યું એટલે ભણી ઉતર્યા પણ ખરૂં પૂછાવો તો તમે કાંઇ ભણ્યા નથી. તમે જે કંઇ ભણ્યાછો તે જોઇતાં સાધન મેળવી શકવાને

માટે નથી પણ એવાં સધાનને માટે જે ભણતર જોઇએ તેને પહેલે પગ-થીએ તમે હમણાંજ પગ મૂક્યો છે. એ ભણતર તો તમે સમજીને શીખ્યા હો તો તમારી બુદ્ધિનેજ માત્ર ખીલાવવા માટે છે. તમે સમજ્યા વગર ગોખ્યું હશે તો તમારી બુદ્ધિ પણ એથી ખુલી નહીં હોય. બુદ્ધિ ખીલ્યા પછી જોઇતા સાધન મેળવવાને માટે જે ભણવાનું રહ્યું તેજ ખરેખરૂં ભણતર છે. માટે તમે ભણ્યા વગર પોતાને ભણેલા માનોછો ને જોઈતાં સાધન મળતાં નથી ત્યારે ભણતર ઉપર કે બીજા કોઇ ઉપર દોષ મૂકોછો. તમે મને કહો તમારી ભૂગોળ કે તમારો ઇતિહાસ કે તમારૂં વ્યાકરણ શિક્ષક વગર બીજી કયી નોકરીમાં કામ લાગે છે, એથી તમને કયો ધંધો આવડી જશે વારૂ? તમે હરેક વિદ્યામાં ફક્ત ચંચુ પ્રસારજ કર્યો છે; તમે જે કાંઈ શીખ્યા છો તે વિદ્યાનાં મૂળ તત્વોજ માત્ર છે. દરેક વિદ્યાનાં અનેક મોટાં પુસ્તકોનું અધ્યયન કર્યા વગર, તેમાં લખેલું અનુભવી જોયા વગર અને તેને ખરેખરા કામમાં આણ્યા વગર તે વિદ્યા તમે શીખ્યા છો એમ માનવામાં તમારી મોટી ભૂલ છે, અને મૂળ તત્વોજ ફક્ત જાણવાથી વિદ્યાવડે જરૂરનાં સાધન પ્રાપ્ત ન થાય એ પણ નક્કી છે. સર આઈસાકન્યૂટન જેવા મહા વિદ્વાને મરતી વખતે નિસાસો નાંખી કહ્યું "અરેરે મેં આખી જીંદગી ગાળી નાંખી પણ કાંઈ જ્ઞાન મેળવ્યું નહીં. મારૂં જ્ઞાન મહાસાગરમાંથી એક બિંદુ લેઈએ તેટલુંજ માત્ર છે." આ ઉપરથી તમે તમારૂં મિથ્યાભિમાન છોડી દો અને ઊંચી જાતનું જ્ઞાન મેળવવા હમેશ યત્ન કરો.

જગતમાં જે બનાવો બને છે તેની નિરિક્ષા કરીને મહા પંડિતોએ વિદ્યા બાંધી છે માટે એ બનાવો કેવા છે, શી રીતે બને છે એ તમે ખોળવાનો કોઈ વખત યત્ન કરતા નથી. પ્રથમ વિદ્યાના મૂળને જઇ વળગ્યા પણ તે જેમાંથી નીકળે છે તે તપાસ્યું નહિ અને વિદ્યાને પૂરી ઓળખી નહિ ત્યારે તમારી મન કામના શી રીતે પાર પડે? એ માટેજ જેઓ બનાવોને વળગી રહ્યા છે તેઓ તમારા કરતાં સારૂં કમાય છે. અનુભવવડે સુતાર લવારનું કામ શીખી કુશળ થયેલો મીસ્તરી વખતે ભણેલા ઇજનેર એટલે શિલ્પશાસ્ત્રી કરતાં વધારે કમાય. અનુભવથી સારી રસોઈ કરનાર વધારે કમાય ને પાકશાસ્ત્રનું પોથું ભણેલો કાંઈ ન કમાય; કેમકે રાંધવાનું કામ અનુભવ્યા વગર તેને રસોઈ આવડનાર નહિ! પાકશાસ્ત્ર શીખીને અનુભવ લે તો આખરે તે સાધારણ રસોઈયા કરતાં સારો નિવડે ને વધારે કમાય. જ્યાં સોનુંને સુગંધ બંનેછે ત્યાં કાંઈ બાકી ન રહે. માટે સારી વિદ્યા ભણીને તેમાં સારો અનુભવ મેળવે તોજ ભણેલાને જોઇતાં સાધન મળે એમ સમજવું.

મૂળતત્વ કરતાં વધારે શીખેલા પણ જો ભણેલું પૂર્ણ કરવાને અનુભવવા પાછળથી યત્ન ન કરે તો તે તેને નકામું થઇ પડે છે. કોઇ મંદા પાઠશાળામાં રસાયન શાસ્ત્રનો ઠીક અભ્યાસ કરી પાસ થાય છે. અભ્યાસ સારા જ્ઞાનને મા-

ટે નહી પણ પરીક્ષાને માટેજ છે એમ ઘણા વિદ્યાર્થી સમજે છે, રસાયણનું પુસ્તક અંગ્રેજીમાં ગોખી કાઢયું હોય પરંતુ તેમાં જણાવેલી વસ્તુઓ ત ઓળખતો પણ ન હોય. તેને અહીં શું કહેતા હશે ને શાની થતી હશે તે તેના જાણવામાં આવ્યું ન હોય, અનુભવવાનો અભ્યાસ કરવી વખત તેને અવકાશ મળ્યો ન હોય ને પાછળથી તેમ ફરે પણ નહીં એટલે એ વિદ્યા તેને શું કમાઈ આપે વારૂ? રસાયન તો પારસમણી છે પણ કયારે કે તેને ખરી રીતે ઓળખે ને કામમાં લે ત્યારે. નોકરી મળી એટલે તેમાં ગુંથાયા ને પુસ્તક પોથાં કબાટમાં ભરી મૂકયાં. મહા મહેનતે ને ઘણે ખરચે જ્ઞાન મેળવ્યું તે પાછું ચોપડીમાંજ મૂકી દીધું એમ એનો અર્થ થયો. હવે કહો કે એમ કરીએ તો વિદ્યા આપણને નિરૂપયોગી થાય તેમાં વાંક કોનો?

૩. વિદ્યાર્થી અને તેના માબાપમાં એવી ખોટી સમજ ઘણુંકરીને પેસી ગઇ છે કે ભણવું તે નોકરીનેજ માટે; પણ આ તેમની મોટી ચૂક છે. શાસ્ત્રમાં નોકરીને છેક અધમ ગણી છે. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, ને કનિષ્ઠ નોકરી એમ કહ્યું છે, તે બરાબર છે. તેમ છતાં સૌને નોકરી ઉપરજ મોહિની લાગી રહી છે. સૌને નોકરી જોઈએ, અને સૌ બીજા ધંધા રોજગાર કરતાં નોકરી શ્રેષ્ટ ગણે છે. ત્રણ રૂપિઆની સરકારી નોકરી કરે તે હા, પણ કોઈ ધંધામાં એથી બમણું મળે તોય તેની ના. બધા એકજ ઘડા ઉપર આધાર રાખે તો એ ઘડો બિચારો કેટલાનું પૂરૂં કરી શકે? પછી ચાપું ચાપું જેને હાથ આવ્યું તે ખરૂં. જેને હાથ ન આવ્યું તે બિલકુલ તરસે મરે ને જેને ચાપું મળે તેની પણ તરસ છીપે નહીં. માટે ભાઈઓ તમે, એકજ લતે લાગવાની ટેવ છોડો. ગાડરીઆ પ્રવાહના જેવું મૂર્ખત્વ તજીદો. બધા પાલખીએ બેસે ત્યારે ઉચકે કોણ? એ કહેવત પ્રમાણે સૌ નોકરી કરવા માંડશે તો પછી બીજા ધંધા કોણ કરશે? ધંધા રોજગારમાં નાનમ નથી; લૂચ્ચાઈ, દોંગાઈ ને ચોરી છીનાળીમાં હલકાઈ છે.

તમે એમ પૂછશો કે અમારે શો ધંધો કરવો? અમને કોઈ ધંધો આવડતો નથી, અમારી પાસે પૈસા નથી, આબરૂ બંધાયા વગર અમને કોઇ ધીરનાર નથી, અને અમારાથી છેક નીચો ધંધો થાય નહીં. હું તમને પ્રથમ એ કહું છું કે દરેક ભણનારે પોતાના ઘરનો ધંધો તો જરૂર શીખી લેવો જોઇએ. ઘરનો ધંધો હમેશના પ્રસંગથી થોડી મહેનતે શીખી શકાય છે. નિશાળમાં ભણતા હોઇએ ત્યારે પણ વખતે વખત નજર રાખવાથી ને કદી જોવાથી તે આવડે છે, પણ તમારામાંના ઘણાને બાપદાદાનો કસબ ગમતો નથી, ઘણાને તે હલકો લાગે છે; ઘણા એમ સમજે છે કે બાપદાદા કરતાં આપણે ભણ્યા એટલે વિશેષ ડાહ્યા ને હુશિયાર થયા, તો પણ જો તેવુંજ કામ કરીએ તો આપણું ભણતર શા કામનું? પણ હું એમ કહું છું કે તમે જો ખરેખરા વિશેષ ડાહ્યા ને હુશિયાર થયા હોતો તેનો લાભ લઈ તમારા બાપ

દાદાનો કસબ વધારે સારી રીતે ચલાવો એટલે તમને વધારે લાભ મળશે. ખેડૂતનો છોકરો હોય તે ભણવા માંડે એટલે ખેતીનું કાંઈ સમજે નહીં. પાસ થયા પછી નોકરી ખોળે ને તે ન મળે તો ધોબીનો કૂતરો નહીં વાટનો ને નહીં ઘાટનો એમ થાય. ભણ્યા પછી આમ બને તો તે વધારે ખેદકારક કહેવાય. ખેડૂતનો છોકરો ભણ્યા પછી ખેતીવાડી સુધારી વધારે પાક મેળવવા માટે પોતાના ભણતરનો ઉપયોગ કયાં ન કરે? વિલાયતમાં અને અમેરીકામાં ખેડૂતો ધનાઢ્ય થાય છે તે શાથી? ખેતીમાં જ્ઞાનનો ઉપયોગ કરવાથી. એ રીતે હરેક જાતના કસબને આ વાત લાગુ પડે છે. વાણિઆ બ્રાહ્મણ નોકરી ઈચ્છે. ખેડૂતને નોકરી જોઈએ, સુતાર લવાર નોકરી માગે. ને કોળી નાળી પણ નોકરીની અપેક્ષા કરે, ત્યારે તેનું પરિણામ શું થાય તેનો તમે સેહેજ વિચાર કરી શકશો.

જો તમને કાંઇ ધંધો આવડતો ન હોય તો તમે શીખવાની મહેનત કરો. જેવી રીતે તમે ભણવામાં મહેનત વખત ને પૈસાનો ખરચ કર્યો તેવીજ રીતે કોઈ હુન્નર શીખવામાં ખરચ કરો એટલે તમને લાભ મળ્યા વગર રહેશે નહીં. કોઈ માના પેટમાથી કામ શીખીને આવતું નથી. સૌ હજાર ઠોકરો ખાધા પછી હુશિયાર થાય છે. કામું કામાને શીખવે છે એ વાત પણ ખરી છે, માટે તમારા અલ્પ જ્ઞાનનો મિથ્યા ગર્વ છોડી દઈ આમ તેમ નોકરીનાં ફાંફાં ન મારતાં કોઇ પણ ધંધે વળગો.

તમારી પાસે જો પૈસા ન હોય તો તમારાં માબાપ શી રીતે પોતાનો ધંધો કરે છે તે તપાસી જુઓ. તેમના તરફથી કે બીજા તરફથી કાંઈ મળી શકે એમ હોય તો મેળવો. આબરૂ એકદમ બંધાતી નથી. પાસે જે કંઇ સાધન હોય તેવડે કામ શરૂ કરો. તમારી હુશિયારી બતાવા માંડો ને દરેક વખતે પાક દાનત દેખાડતા રહો. એટલે તમારી બજારમાં આબરૂ બંધાયા વગર રહેશે નહીં. કેટલાક વિદ્યા ભણ્યા પછી પૈસા ને વ્યવહાર ન છતાં પણ વેપારમાં પડી તે મુંબઈની અંદર શ્રીમંત થઇ પડેલા છે. વળી કેટલાક વ્યાપાર એવી જાતના છે કે તે વગર પૈસે કે જુજ પૈસે ચલાવી શકાય, માટે પૈસા વગર કાંઈ થઈ ન શકે એમ તમે ધારો છો તે બરાબર નથી. તમે કહો છો કે નીચો ધંધો અમારાથી થાય નહીં પણ ધંધામાં નીચાપણું નથી. હું એમ નથી કેહેતો કે બ્રાહ્મણનો છોકરે મોચીનો ધંધો કરવો, પરંતુ મોચી હોય તે નિશાળમાં ભણીને પોતાના ધંધાને નીચો ગણે એ ઠીક નથી. તે ભણીને પોતે ઊંચ થયો એમ માની લે છે, પણ ખરેખરો ઊંચ થવાને જોઈએ તેટલાં સાધન જ્યાંસુધી તેણે મેળવ્યાં નથી ત્યાં સુધી તે ઊંચ થવાનો નહીં, અને પોતાનો કસબ નીચ ગણી કરે નહીં તો તે ભ્રષ્ટનોભ્રષ્ટ થઇને ઉલટો બાપદાદાની સ્થિતિ કરતાં પણ અધમ થવાનો. નોકરી મેળવવા પુષ્કળ મહેનત કર્યા પછી કદાચ તેને પાંચ રૂપિયાની જગા મળી તો તેથી તે કેવી રીતે ઊંચ થશે તે સમજાતું નથી. એના ભાઈઓ કે બીજા સગાવહાલા જોડા

શીવીને એના કરતાં બમણા ત્રમણા પૈસા મેળવતા હોય અને પોતે પાંચ રૂપૈડીમાં પોતાનું ગુજરાન પણ ચલાવી શકતો ન હોય ત્યારે એઓમાંથી ઊંચ કોણ ને સુખી કોણ તેનો વિચાર કરો. તમે ભણ્યા છો તો તમારા પોતાના કસબમાં સુધારો કરો, લોકોને રૂચે એવી નવી નોરી ચીજો ઉત્પન્ન કરો એટલે તમે વખણાશો ને સારૂં પેદા કરશો. ભણેલો મોચી ચાલુ જોડામાં સુધારો કરે, અવનવા જોડા બનાવે, બૂટ કરતાં શીખે, ચામડાને વારનીશ ચઢાવે. ચામડાનાં પાકીટ આદિ રૂપાળી ચીજો વિલાયતી આવે છે તેવી પોતે બનાવે, તો તે ગુજરાન જેટલું તો શું પણ શ્રીમંત થવા જેટલું પેદા કરી શકે, અને પોતાની ભણતર વડે સુધારેલી કારીગરીને માટે પ્રખ્યાતી પામે. એજ રીતે હરેક કસબને માટે સમજવું.

પણ વાણિઆ બ્રાહ્મણ કહેશે કે અમારે કેમ કરવું. હાલ જે વેપાર ચાલે તેમાં તાલ નથી. લોકોને જોઇએ તેટલો વેપાર છે નાહિ, ને તેઓ કાંઇ કમાતા નથી એમ બૂમ પાડે છે, તો અમે ભણીને તેવા વેપારમાં ભળીએ તો તે પણ એક ઘડાના પાણીમાં ઘણા પીવા જાય તેની બરાબર થાય એટલુંજ નહીં પણ આ ઘડો તો અધુરો કે બિલકુલ ખાલી હોય એવું છે. એક જાતનો વેપાર ઘણા કરવા માંડે ત્યારે તેમાં સારી કમાઇ રહે નહીં એ ખરૂં છે. વળી કેટલાંક કારણથી કોઈ જાતના વ્યાપારમાં મંદી થાય છે. મંદી થયા છતાં પણ તેવી જાતનો વ્યાપાર લોકો કરે તો તેમાં તે સારૂં કમાય નહીં. એવું બને ત્યારે શા કારણથી મંદી છે તે ખોળી કાઢવું જોઇએ, અને તેને માટે ઇલાજ થઈ શકતા હોય તે કરવા એટલે વેપાર તેજી પકડયા વગર રેહેશે નહીં. કદી ઈલાજ ન થઈ શકે એમ હોય તો તે વેપાર છોડી કોઇ બીજો કરવો જોઈએ, પણ આપણા લોકો એ બેમાંથી કાંઈ કરતા નથી તેથી તેમને દુઃખ વેઠવું પડે છે. કારણ ખોળી કાઢવાં, નવી યુક્તિઓ શોધી કાઢવી, વેપારમાં સુધારો કરવો કે એક જાતના વેપારમાં તાલ ન પડે એમજ હોય તો બીજો લાભકારક વેપાર ખોળી કાઢવો એમાંજ વિદ્યાનું કામ છે.

વેપાર બદલવો એ આપણા દેશમાં દુર્દૈવ્યે કરીને વિકટ કામ થઈ પડયું છે. પરનુ હાલમાં લોકો કંઈ કંઇ ફેરફાર કરી શકે છે. છેક નીચી જાતના જે ધંધા ગણાતા હોય તે ઊંચ વર્ણથી થઇ શકતા નથી પરંતુ બીજી જાતના કે થોડા ઉતરતા ધંધા કોઈ લેઈ બેસે તો તેને હાલમાં ઝાઝી પંચાત પડતી નથી. વળી આપણા લોકને એવી ટેવ પડી ગઇ છે કે જે રસ્તે બાપ દાદા ચાલ્યા આવ્યા તેજ રસ્તે જવાનું વધારે ગમે. નવો રસ્તો ખોળવાની તસ્દી લેવી ગમતી નથી, પણ એવી ફાયદાકારક તસ્દી લેવાનું કામ ભણેલાએ ધીમે ધીમે કરવું જોઇએ. પૈસા વેચી ખાનાર પારેખ કોથળી લઇ બજારમાં બેસે ને આઠે દહાડે બે આના પણ માંડ મેળવી ન શકે એમ હોય તો પણ તે કંઇ સારી કમાણીનું કામ લઇ બેસવાની દરકાર ન કરે એ કે-

વું દુઃખદાયક કહેવાય? પૈસાનો વટાવ એવી જાતનો થઇ ગયો હોય કે આખો દહાડો કોથળી લઈને બેસી રહે તોય બે દોઢીયાં પણ મળે એમ ન હોય તોપણ આપણે પારખ પડ્યા. નાણાની કોથળી ખભે મૂકી ભર બજારમાં જનારા ઉજળીઆટ ધંધો કરનારા તે આપણાથી બીજો કસબ કેમ થાય? તેના મનમાં બીજા બધા કસબ જાણે નીચાજ હોય એમ લાગેછે. મજુરના પેઠે ત્રાંબાના પેસાનો ખભે ભાર વેઠવો, પૈસાની આપ લે કરી હાથ કાળા કરવા ને આખે દહાડે એક આનો પણ વખતે ન મળે તે ધંધો સારો શી રીતે ગણાય? તેને ઉત્તમ ધંધો ગણી પકડી રહેવામાં ચૂક છે.

વેપાર મંદ પડવાનું મોટું કારણ પરદેશી માલ છે. પરદેશી માલ દેખાવડો ને સસ્તો આવે છે એટલે સૌ કોઇ તે લેવા પસંદ કરે છે. પરદેશી માલની બહુ ખપત થવાથી તેવો માલ આ દેશમાં બનવાનું બંધ પડતું જાય છે એટલે તે બનાવનારા કારીગરો અને તે વડે વેપાર કરનારા વેપારીઓ રોજગાર વગરના થતા જાય છે. આવે સમે કેમ કરવું તે વિદ્યાવડેજ ખોળી શકાય છે.

પરદેશી માલના મોઢા આગળ આપણો માલ પોશાતો નથી તેનું કારણ તે દેખાવડો, સસ્તો અને અવનવો હોય છે. આ ત્રણ વાતો જો આપણે અહીં થતા માલમાં આવી શકે તો તે પોષાય. ભણેલાઓ આમાંની કોઈ પણ એક વાત સિદ્ધ કરવા લક્ષમાં લે ને તેમાં તે ફતેહ પામે તો જરૂર કમાણી થાય.

માલ દેખાવડો કરવામાં વધારે ખરચ પડે છે તેમ નથી. વખતે ઓછે ખરચે પણ દેખાવડો થઇ શકે. વધારે વિચારની ને વધારે સફાઇની તેમાં જરૂર છે. કેટલીક વાર તો અવનવું હોય તેને લોક દેખાવડું ગણી લે છે. જે કાંઇ અવનવું હોય તે જાતે ખરેખરું દેખાડવું ન હોય તોપણ પ્રથમ આપણને તે પ્યારૂં લાગે છે, માટે આવા જન સ્વભાવ ઉપર લક્ષ આપીને બનાવટો કરવામાં હોશિયારી જોઇએ, અને એવી હોશિયારી ભણ્યાથી વિશેષ આવી શકે છે. આપણા પીતળના ખડીયા બરાબર કામમાં આવે એવા ને ટકાઉ હોય છે. તેમાં કારીગરી પણ ઓછી નથી હોતી તેમ છતાં વિલાયતી પીતળના ચોરસ ખડીયાને લોકો વધારે પસંદ કરે છે. તેઓ તેમને દેખાવડા માને છે. હવે જે કંસારા દેશી ધાતુના ખડીયા બનાવે છે તે સફાઈદાર પતરૂં લઈ વિલાયતી ચોરસ ખડીયા વધારે સેહેલાઈથી બનાવી શકે છે, અને તે વિલાયતી કરતાં સસ્તા પણ વેચી શકે એમ છે. દેશી ખડીયાનો વેપાર જેને ત્યાં ન ચાલતો હોય તે એવા જે ભણેલા કંસારાને કામ ધંધો ન સૂઝતો હોય તે આવી જાતનું કોઈ કામ લઈ બેસે તો તેને કેમ કમાણી ન થાય વારૂ? એમાં કાંઈ મોટી મુડી જોઈએ એમ પણ નથી. આવો ધંધો ગેરઆબરૂ ભરેલો પણ કહી ન શયાય. એજ રીતે વિલાયતી

જેવી દીવીઓ, ચમચા, રકાબીઓ વગેરે કરે તો નવી તરેહનો દેશમાં વેપાર જાગે ને લાભ થાય. આ કામ સોની, કંસારા. લુહાર, વગેરે કારીગરોના ભણેલા છોકરા લઈ બેસે તો તેમની લોકો કેમ નીંદા કરે તે સમજાતું નથી. સોની લોકો નવાં નવાં ઘરેણાં વખતે વખત પેદા કરીને બાઈડીઓને મોહ લગાડે છે તેથી બીજા બધા કારીગરો કરતાં તેઓ સારી હાલતમાં રહ્યા છે. એજ ઉપાય બધી જાતના કસબમાં લેવો જોઈએ. તમે જુઓ કે વિલાયતથી એક વખત એક જાતના સાળુ કે ગવન ને ધોતીયાં આવ્યાં તે બીજી વાર ભાગ્યેજ આવે છે તેમાં થોડો ઘણો ફેર થઈ બીજી વખત બીજાજ ઘાટનાં આવે છે. એટલે લોકોને તે લેવાનું મન થાય છે.

માલને સસ્તો પાડવા માટે પણ કેટલીક યુક્તિઓ થઈ શકે છે. આપણા દેશમાં કેટલીક ચીજો ઈશ્વર કૃપાએ એવી જથાબંધ ઉત્પન્ન થાય છે કે તે સોંઘી ને સફરી મળી શકે છે. એ ચીજો વિલાયતમાં જાય છે ને તેના ઘાટ બની પાછા આવે છે. એવા ઘાટ અહીં બની શકે એમ છે માટે તે બનાવવામાં રખડતા ને નજીવી નોકરી કરતા વિદ્યાર્થીઓ કામે લાગે તો તેમને જરૂર ફાયદો થાય હું તમને થોડા દાખલા આપું એટલે તે ઉપરથી વિચાર કરશો તો તમને પુષ્કળ કામ જડી આવશે. અહીં અજમો પુષ્કળ પાકે છે. અજમો વિલાયત જાય, ત્યાં તેનો અર્ક કહાડે ને તે અહીં આપણે પાંચ સાત આને તોલો લઈએ. એવો અર્ક અહીં સેહેજ કાઢી શકાય એમ છે. અને તે વિલાયતના કરતાં અહીં કાઢે તો સસ્તો પડે એમાં પણ શક નથી. અત્તર ખેંચવાનું કામ આપણા લોકો જાણે છે. જે યંત્રથી અત્તર ખેંચાય તે યંત્રથી અર્ક તો જલદી ખેંચાય. મોટા યંત્ર કરે તો જથાબંધ અર્ક નીકળે ને તે સસ્તો પડે. અર્ક કાઢવાનું કામ બ્રાહ્મણ વાણિઆના છોકરા લઈ બેસે તો તેને શી નાનમ લાગે તે કહો. એમાં બહુ પૈસાનું કામ પણ નથી, પણ તમે કહેશો કે અમને અર્ક ખેંચતાં કેમ આવડે? અમે એવું કાંઈ ભણ્યા નથી. ભણ્યા નહિ તો કાંઈ હરકત નથી; હવે ભણવા માંડો.

જંગલમાં પુષ્કળ જાતનાં લાકડાં થાય છે તેમાંથી કેટલીક જાતનાં લાકડાંની હાથમાં ઝાલવાની લાકડીઓ, આંકણીઓ, રેતદાનીઓ, દાબડીઓ, બટન વગેરે બની શકે. પ્રથમ અજમાશ કરવામાં કાંઈ બહુ પૈસા જોઈશું નહિ. ફક્ત મહેનત, ધીરજ ને મંડ્યા રેહેવાની પ્રથમ જરૂર છે. કામ સિદ્ધ થયા પછી થોડા પેસામાં એવી જાતનો વેપાર ચાલી શકે, ને કમાઇ થાય. આવાં અવાં કામ કરનારની કોણ નીંદા કરશે ને તેમને કોણ નાત બહાર મૂકશે વારૂ? કદી કોઈ અણસમજુ નિંદા કરે તો તેથીજ ડરીને દુઃખી થવું એ બરાબર નથી. પહેલાં દીવેલ તેલ વગેરેનું ખરચ બેરીઓ રેંટીયા પૂણીમાંથી કાઢતી રેંટીયા કાંતવાનું કામ પડી ભાગ્યું એટલે બરાંને તડાકા મારવાનું થયું. પરંતુ તેમને માટે કાંઇ નવા ઉદ્યમ ખોળી કાઢવા જોઈએ. તેમને ઉપયોગી શીવતાં ભરતાં શીખવ્યું હોય તો તેથી

લાભ થાય. દોરાના બટન તેઓ કરે તો તેમાં સેહેજ કમાઈ થાય. બીજા પણ અનેક તરેહનાં ઘેર બેઠાં બેઠાં કામ થઈ શકે એવાં છે તે હલકા નોકરો ઘેર કરી શકે અને તેમાં ઘરનાં બૈરાં છોકરાં પણ મદતમાં આવી શકે. અમદાવાદમાં એક ઉચાગર થયેલા મેહેતાજીએ વિલાયતી જેવા પાકા દોરાની ગોટીઓ આંટીઓ વગેરે કરવાનો પોતાની મેળે સંચો બનાવ્યો છે અને તે તેની સ્ત્રી અને કેટલીક બૈરીઓને રોજે રાખી ચલાવે છે. એથી ઘણી બૈરીઓને ઉદ્યમ મળ્યો. તે મેહેતાજીને હાલ મહિને દશ રૂપિઆ ચોખ્ખા મળે છે. તે આશા રાખે છે કે આગળ જતાં વધારે લાભ થશે. આવાં આવાં કામ ખોળી કાઢવાં ને ચલાવવાં એમાં ભણતરનો ખરો ઉપયોગ છે.

સંચાવડે કામ જલદી થાય છે. અને તેથી તે સસ્તું પડે છે. મોટા સંચા લાવવાનું ગરીબ લોકથી બને નહીં, પણ કેટલાક હાથે ચલાવવાના નાના સંચા થાય છે તે થોડા રૂપીયામાં મળે કે અહીં તૈયાર કરી શકાય અને સાધારણ અક્કલથી ચલાવી શકાય. મોજાં વણવાનો હાથ સંચો અમદાવાદમાં ને ખેડામાં છે તેવા મગાવી કે બનાવી કામ કરે તો લાભ થાય. વધારે કામ થાય એવી સાળો મળે છે. લાકડાં શીંગડાં વગેરેનાં બટન કરવાના, ફીત બનાવવાના, તાર ચપડવાના, કપડાં ધોવાના, કોતરણ કામ કરવાના, પરબીડાં બનાવવાના, દોરા થરડવાના વગેરે અનેક તરેહના સંચા પાંચ પચાશ રૂપિઆમાં આવે અને તે વડે કામ કરે તો સારો લાભ પણ થાય. આવી જાતનું કામ કરવામાં કોઈ નિંદા કરે નહિ. એ કામ કાંઈ હલકું પણ ગણાય નહિ.

છેવટ મારે તમને કહેવાનું એટલુંજ છે કે ઉપર કહેલી સઘળી વાતો વાંચીને ખૂબ વિચાર કરો. કેટલાએક બોલ તમને કડવા તો લાગશે પણ તે રોગ સમે ઓસડ સમાન છે. ભણીને શું કરવું એ વાતથી, એવી તમને સમજ પડશે. ટકા ટકાની વાતો મળવાથી એક જણને અત્યંત લાભ થયો હતો, એજ રીતે આ ત્રણ પાઈની વાત હું તમને આપું છું. પૈસો ખરચીને લીધેલી વાત નકામી જવા દેશો નહિ. ચહાશો તો વખતે એક પૈસાની વાત વડે પૈસાદાર થઈ શકશો. નીચેના સિદ્ધાંત કાળજામાં કોતરી રાખજો.

૧ આપણે ભણીઉતર્યા એમ કદિ માનવું નહિ. ૨. આખી જીંદગી વિદ્યાર્થી અવસ્થામાં ગાળવી. ૩. ભણેલું ભુલવું નહિ. નવું નવું ઉપયોગી શીખ્યા કરવું. ૪ સંસારનું અનુભવી જ્ઞાન મેળવી ભણ્યા પણ ગણ્યા નહિ એ દોષ ટાળવો. ૫. ભણવું નોકરીનેજ માટે છે એમ નથી. ૬. કોઈ પણ પ્રમાણિક ધંધો કરવામાં નાનમ નથી. ૭. નવા નવા હુન્નર શીખવા ને તે વડે કમાઈ થાય એમ કરવું.

# અંક ૪ થો.

## ખેડુ લોકોને સૂચનાઓ.

ખેડ ખાતરને પાણી, કરમને આણે તાણી.

ઘણા ખેડુત લોકો કહે છે કે પ્રથમ કરતાં હાલ પાક થોડો થાય છે. એ વાત ખોટી નથી; પણ એ વિષેનાં કારણો વિચારવંત લોકો, અને સાધારણ ખેડુ લોકો જૂદાં જૂદાં બતાવે છે. સાધારણ લોકો કહેછે કે આ તો કળિયુગ છે, ને પૃથ્વીએ કસ ચોર્યો છે તેથી પ્રથમ કરતાં હાલ પાક ઓછો થાય છે. વિચારવંત લોકો યુગ મહાત્મય અથવા કાળ મહાત્મયને ખરૂં માનતા નથી. તેઓને એમ લાગે છે કે માણસની સારી કે નરસી સ્થિતિ તેની કૃતિ ઉપર આધાર રાખે છે. આ બાબતમાં તેઓ એમ કહે છે કે પૃથ્વીએ કસ ચોર્યો નથી, પણ પૃથ્વીમાંના ફળદ્રુપ દ્રવ્યો જે ખેતીવડે ઘણા કાળથી લઈ લેવામાં આવે છે તેનો ઉમેરો પાછો જમીનમાં થતો નથી, તેથી જમીનમાંનો પાક ઘટવા લાગ્યો છે. એ તેમનું કહેવું વાજબી છે. માટે જમીનના ફળદ્રૂપ અંશો જમીનમાં પાછા નાંખે તો જમીન પાછી ફળદ્રૂપ થયા વગર રહે નહીં. એ વાત સમજવા સારૂ દુધાળી ભેંસ અથવા ગાયનો દાખલો લઇએ. કોઇ ગાય અથવા ભેંશ સારી દુધાળી હોય, પણ જો તેનો માલીક દુધ કાઢી લઇ તે ગાય અથવા ભેંશને બાફણું, કપાશીઆ, અન્ન, ઇત્યાદિ પુષ્ટિકારક પદાર્થ ન ખવરાવે તો તે ગાયનું અથવા ભેંશનું દુધ કમી થાય. તેજ પ્રમાણે જમીનના ફળદ્રૂપ અંશો પાછા ન આપીએ તો તેની સ્થિતિ પણ તેવીજ થાય વળી એ વાત અનુભવ સિદ્ધ પણ છે. કોઇ પડતર જમીન નવી ખેડી હોય ત્યારે થોડા વર્ષ સુધી તેમાં પાક વધારે થાય છે, તેનું કારણ એ કે એવી જમીનમાં ફળદ્રૂપ દ્રવ્યો વધારે હોય છે. તે વર્ષો વર્ષના પાકમાં થોડાં થોડાં કમી થાય છે ને તેથી પછી પાક ઓછો થતો જાય છે.

આ દેશમાં પ્રથમ પાક વધારે થતો હતો એમાં કાંઇ સંદેહ નથી. એ વિષેની ખાતરી પાછલા વખતના થોડા ઘણા દાખલા જે મળી આવે છે તેથી થાય છે. સત્તરમા સૈકામાં એક એકર જમીનમાં ૧૩૩૮ રતલ ચોખા, ૧૧૫૫ રતલ ઘઉં અને ૬૭૦ રતલ કપાસ અથવા ૨૨૩ રતલ રૂ એ પ્રમાણે પાકતું હતું. ને હાલમાં ૮૦૦ થી ૯૦૦ રતલ ચોખા, ૬૬૦ રતલ ઘઉં અને ૫૨ રતલ રૂ ‡ પાકે છે. ભરૂચ જીલ્લાને માટે મળેલા આંકડા વધારે ખાત્રી કરે એવા છે. સને ૧૮૨૮ માં ૧૨૮ રતલ રૂની, સને ૧૮૪૪ માં ૮૩ રતલ રૂ ની, સને ૧૮૫૮ માં ૬૭ રતલ રૂ ની સરાસરી હતી અને હાલમાં ૫૨ રતલ રૂ ના† પાકની સરાસરી છે. એ ઉપરથી પ્રથમ કરતાં પાક કેવી રીતે

‡ શાર્ટકી પાનું ૧૨૨. † જમીન એક વર્ષ વાસેલ રાખી કપાસ કરે છે ત્યારે એથી વધારે પાક થાય છે, પણ આ આંકડા સરાસરીના છે એમ લાગે છે.

દિવસે દિવસે ઓછો થાયછે એવું અનુમાન થઈ શકશે. તે પર વિચાર કરતાં એમ ભાસે છે કે જો આ દેશના ખેડુ લોકો પોતાની સ્થિતિ સુધારવા સારૂ પ્રયત્ન નહીં કરે તો આવતી વીસીમાં પાક ઘણોજ કમી થઈ જશે.

ઇગ્લાંડ દેશની જમીન આ દેશના કરતાં સારી નથી. પણ ત્યાંના લોકો સરાસરી ૫૦ મણ ઘઊં હાલ એક એકરે પકવે છે. ને કેટલેક ઠેકાણે તો એથી પણ ઘણો વધારે પાક થાય છે.

અમેરિકા દેશમાં પણ સાધારણ અને સુધરેલા ખેડુત લોકોના પાકમાં ઘણો તફાવત પડે છે. સાધારણ ખેડુની ખેતીમાં એક એકરમાં ૭૦ મણ બીજું ધાન્ય અથવા ૨૬ મણ ઘઊં પાકે છે. ત્યારે સુધરેલી રીતે ખેતી કરનારના પાકમાં એક એકરમાં ૧૬૦થી ૨૦૦ મણ સુધી બીજું ધાન્ય અને ૮૦ મણ સુધી ઘઊં થાય છે. આવા દાખલા જોઈ આ દેશના ખેડુત લોકો જો પોતાની ખેતી સુધારવાનો પ્રયત્ન કરે તો તે પણ સફળ થશે એમ મને લાગેછે. ખેતીમાં ખેડ અને ખાતર એ બે મુખ્ય છે. અને એમાં ઘણો સુધારો આપણા દેશમાં થવા સરખો છે. પરંપરાથી ચાલતી આવેલી રીતમાં ફેરફાર કરવા તરફ આપણા લોકો બિલકુલ લક્ષ લગાડતા નથી, એ મોટી ખેદની વાત છે. આ દેશમાં હજારો વર્ષ પહેલાં જે હળો ચાલતાં તેજ હાલ પણ ચાલે છે, તેમાં કાંઈ પણ કેહેવા જેવો સુધારો થયો નથી. ઈગ્લાંડના લોકો આપણા જેવા નથી. તેમણે હળો જૂદી જૂદી તરેહનાં બનાવ્યાં છે. તેમાં વળી વરાળના યંત્ર વડે ચાલે એવાં પણ બનાવ્યાં છે. તેથી ત્યાંના ખેડુતો થોડા ખરચમાં વધારે જમીન ખેડે છે. એ ભારે કીમતનાં હળો આ દેશના ખેડુ લોકોને પસંદ પડે તેમ નથી. તેમજ લોઢાનાં ભારે હળો આ દેશના નબળા બળદોને માફક આવે એવાં નથી, માટે આ દેશના હળોમાંજ થોડો ફેરફાર કરવો જોઈએ ને તે થઈ શકે એવું છે.

અમેરિકન તથા અંગ્રેજી નમુનાનાં ઘણી જાતનાં હળોનો આ દેશમાં જૂદે જૂદે ઠેકાણે અનુભવ લેવામાં આવ્યો છે, તે અહીંયાં સારાં ચાલે એવાં નથી એવું ઠર્યું છે. ‡ પણ કાનપુરમાં મી૦ સ્મીથ અને કંપનીએ આ દેશના હળમાંજ થોડો ફેરફાર કરી હળો બનાવ્યાં છે, તે સારાં કહેવાય છે. હિસારના સરકારી ક્યાટ્લ ફાર્મના સુપરીન્ટેન્ડન્ટ મેજર જનરલ એ. જે. એંજીલો સાહેબે હળ કર્યાં છે, તે સુઘાં અને સારાં ચાલે છે, એમ કહેવામાં આવે છે. " રાનસમના પ્રીમીટીવ ઈંડીયન પ્લાઉ " એ નામના હળો આવે છે, તે ઉપરથી ઘડેલા લોઢાનું હળ નડીઆદના દેશાઈ રાવ બાહાદુર વહેરીદાસ અજુભાઈ એમણે બનાવરાવ્યું હતું ને તે વડોદરા ખેતીવાડી પ્રદર્શન વખતે ચલાવવામાં આવ્યું હતું, ને તે ઠીક ચાલ્યું હતું. આમાંથી કોઇ નમુનાને અનુસરી અથવા આ દેશમાં જૂદા જૂદા ઠેકાણે ચાલતાં હ-

‡ ઇંડીયન એગ્રીકલચરિસ્ટ જાનેવારી સન ૧૮૮૦નો નંબર પાનું ૬ જોવું.

જોમાં ત્યાંની જમીનના તથા ઢોરોની સ્થિતિ ઉપર નજર રાખી ફેરફાર કરવામાં આવે તો બેશક ફાયદો થાય એવું છે. હાલ જમીન ખેડાય છે તેનાથી ઉંડી અને તેટલાજ બળદથી ખેડાય એવું કંઈ થવું જોઇએ. હળ આ દેશમાં બની શકે અને તે દુરસ્ત કરવાં હોય તો તે પણ અહીં થઇ શકે ને ખરચ વધારે લાગે નહી એ વાતો ફેરફારની બાબતમાં મુખ્યત્વે કરી ધ્યાનમાં રાખવી જોઈએ. ખેડવામાં જમીન જેમ ઉંડી ખેડાય તેમ વધારે સારૂં. પણ તેની સાથે ખાતરવાળી ફળદ્રુપ જમીનનું પડ ઉપર હોય છે તે નીચે જઇ નીચેની માટી ઊપર આવે તો તે સારૂં નહીં. 'એ માટે બે ઉપાય છે. પહેલો—જમીન વર્ષો વર્ષ થોડી થોડી વધારે ઉંડી ખેડવી. બીજો—અમેરિકામાં સબસોઈલપ્લાઉ નામનાં હળ થાય છે, તેવાં અહીં શરૂ કરવાં. ઉપરની જમીન બીજા હળથી ખેડવી, ને પછી નીચેની જમીન એ હળથી ખેડવી. એ હળમાં એ ફાયદો છે કે નીચેની માટી ઉપર નહીં આણતાં જમીનને અંદરથી પોલી કરે છે. એથી ઉપરની જમીનનું ફળદ્રુપપણું કાયમ રહે છે, ને જમીન પોલી થવાથી, છોડવાનાં મૂળ, સારૂં પોષણ પામી, છોડવા મજબૂત થાય છે, ને તેથી પાક સારો આવે છે. ખેડમાં જમીનના પરમાણું જેમ જૂદા જૂદા થાય તેમ સારૂં; અથવા ખેડુતની ભાષામાં કહીએ તો, જેમ ઢેપાં ભાગવામાં આવે તેમ વધારે સારૂં, એ વાત હમેશ ધ્યાનમાં રાખવી.

બીજી ધ્યાન આપવા જેવી વાત ખાતરનો સુધારો છે. ખાતરમાં પાતળું (પ્રવાહી,) અને સુકું એવા બે ભેદ છે. આ દેશમાં ઉકરડાનું ખાતર કરે છે, તેની ખેડુ લોકો બિલકુલ કાળજી રાખતા નથી. તેથી એ ખાતરનો જેટલો ગુણ લાગવો જોઇએ, તેટલો જમીનને લાગતો નથી. ખાતરનો મુખ્ય ભાગ જેથી છોડવાને પોષક દ્રવ્ય મળે છે, તે ભાગ ખાતર તડકામાં ખુલ્લું પડ્યાથી જતો રહે છે. ઉકરડાનું ખાતર સારૂં કરવામાં નીચેની મુખ્ય વાતો ધ્યાનમાં રાખવી જોઇએ.

૧ એ ખાતર ઉપર વરસાદનું પાણી અને સૂર્યનાં કિર્ણો પડે નહીં, એ માટે છાપરા નીચે ઉકરડો કરવો અથવા જમીનમાં છોબંધ ટાંકા જેવો ખાડો કરવો, અથવા છોએલી મોટી કોઠાઓમાં ખાતર પડે એવી તજવીજ કરવી.

૨ ખાતર હમેશ ભીનું રહી જેમ તેનો કોહોવાટ થાય તેમ વધારે સારૂં.

૩ ઊકરડો અથવા ટાંકામાં ખાતર નાંખવું. તે એવી રીતે નાંખવું કે દરરોજ જે ખાતર થાય તેનો એક થર દેવો અને દિવસે ઢોરોનું જે મૂતર થાય તે ખાતરનાં થર ઉપર રેડવું, અને ઉકરડામાંથી એ પદાર્થ બહાર આવે તો તેને સારૂ એક ખાડો બાજુ ઉપર નીચાણમાં કરવો, તે એવી રીતે કરવો કે તેમાંજ એ પાતળો ભાગ પડે ને તેમાં જે પાણી (મૂતર) ભરાય તે તે પાછું ઉકરડા ઉપર નાંખવું.

આ રીતે કાળજીથી જો ખાતર તૈયાર કરવામાં આવે, તો તેનો ઉપયોગ કરવાથી જમીન ફળદ્રૂપ થશે. અને ખેતરમાં ખરસલું વધારે થશે નહીં. ઉકરડાનું ખાતર એકવાર ખેડ કરી, બીજી વારકી ખેડ થતાં પહેલાં નાંખવું, એટલે બીજી ખેડ વખતે તે જમીન સાથે મળી જશે, અને તેથી તે ખાતર પાકને ઘણો ગુણ કરશે.

ખેડેલી જમીનમાં ઢોર બકરાં ઉંટ ઈત્યાદિ બેસાડવાથી તેમનું ખાતર જમીનનાં પરમાણું સાથે ઉપરથી નાખવા કરતાં જલદી મળી જાય છે, ને તેથી તે જમીન કસવાળી થાય છે. આ વાત ચરોતરના ઘણા ખેડુતો સારી રીતે જાણે છે. શિયાળામાં જમીન ખેડ્યા પછી ખેતરમાંજ જો ઢોર બેસાડવાનું બની શકે તો આ રીતથી સારો ફાયદો થાય.

ઢોરનું ખાતર આ દેશમાં વાપરવામાં આવે છે, પણ ઘોડાની લાદના ખાતરનો ઉપયોગ આપણા લોકો કરતા નથી. યૂરોપમાં એ ખાતરનો સારો ઉપયોગ કરવામાં આવે છે. ઘોડાની લાદ ગરમ છે, ને બળદનું છાણ થંડું છે. એ બેઉનો ભેગ કરવામાં આવે તો ખાતર સારૂં થશે. અને હાલ જે લાદ ફોકટ જાય છે તે જશે નહીં. આ વિષે આ દેશમાં કોઇ અનુભવ લઇ એ ખાતરનો સારી રીતે ઉપયોગ કરી બતાવે તો તેથી ઘણો લાભ થાય.

સૌથી મોટું ઉપયોગી, અને કીમતી ખાતર માણસનું મળ મૂત્ર છે. તે આ દેશના ઘણા ખેડુત લોકો ઉપયોગમાં લેતા નથી, અને તેથી એ કીમતી ખાતર વ્યર્થ જાય છે. ચીન અને જાપાન દેશમાં આજ ખાતરથી જમીનની ફળદ્રુપતા ઘણા કાળથી ત્યાંના લોકોએ જાળવી રાખી છે હિન્દુસ્તાનમાં પણ જે જે ઠેકાણે આ ખાતરનો ઉપયોગ લોકો કરે છે ત્યાં તેથી જમીનને ઘણોજ ફાયદો થયેલો છે. આ ખાતર ગંદકી વાળું હોવાથી તેનો ઉપયોગ કરવા ઉપર આ દેશના લોકો લક્ષ આપતા નથી. પણ એ મોટી ભૂલછે. એ ખાતરના ઉપયોગ વિષે, આખા યૂરોપમાં પ્રખ્યાતી પામેલો ડાક્ટર લાઇબીગ નામનો રસાયણવેત્તા લખેછે. કે, શહેર અને કસ્બાઓમાં જે અનાજ ખેડુત લોકો પુરૂં પાડે છે, તેમને શહેરના લોકોના મળમૂત્રનું ખાતર મળે તો તે જમીનનું ફળદ્રુપપણું કોઈ પણ વખતે ઘટશે નહીં.

એ ખાતર ગંદકી વાળું છે ખરૂં પણ માણસનો મળ તાજો હોય ને તે ઉપર માટી પડે તો તેથી ગંદકી રહેતી નથી. જે ગામોમાં મ્યુનિસિપાલિટીઓ છે, અથવા તાજખાનાંઓ ભંગીયા વાળે છે, ત્યાં જુજખર્ચમાં એ ખાતર સારૂં બનવા જેવી રીત શાટર્કી નામના એક જર્મન વિદ્વાને બતાવી છે. તે કહેછે કે, મોટા બે અથવા ત્રણ ખાડા ખોદીને તેની મટોડીના ઢગલા, તે ખાડા નજીક કરવા; દરરોજ જે મળમૂત્ર નીકળે, તે એ ખાડામાં એક સરખો થર થાય, એ રીતે નાંખવું અને તે ઉપર માટીના ઢગલામાંથી તેટલોજ માટીનો થર થાય, એવી રીતે માટી નાંખવી. એ ખાડામાં વરસાદનું

પાણી ન જાય તથા તડકો ઉપર ન પડે, એ માટે છાયા કરવી. એ રીતે ચોમાસા સુધી રહેવા દઈ પછી એ માટી સાથે મળમૂત્ર મળી જે ખાતર થાય છે તેનો ખેતરમાં ઉપયોગ કરવો. તેમ કર્યાથી એની ગુંદકી આવતી નથી ને પાકને ઘણું ગુણકારી એ ખાતર થાય છે.

એજ પ્રમાણે હાડકાંનું ખાતર પણ ફળદ્રુપ છે. આ દેશમાં હાડકાંનો કાંઈ ઉપયોગ કરવામાં આવતો નથી. ઇંગ્લાંડ દેશમાં પ્રથમ બીડની જમીનમાં એ ખાતર નાખવાનો પ્રચાર શરૂ થયો; ને તેમાં તેનો ઘણો ફાયદો જણાયાથી વાવેતરની જમીનમાં પણ એ ખાતર દાખલ થયું. એ ખાતર થોડું હોય તોપણ જમીનને સારો ગુણ કરે છે, ને ઘણા દિવસલગી તેનો ગુણ પહોંચે છે. ઈંગ્લાંડમાં પ્રથમ હાડકાના અરધા ઈંચના કડકા કરી તે નાંખવાનો પ્રચાર શરૂ થયો, ને ત્યાર પછી તેને ઝીણાં કરવાનાં યંત્રો. થયાં સને ૧૮૪૦ માં લાઇબીગ નામના રસાયણશાસ્ત્ર વેત્તાએ એવું સિદ્ધ કરી આપ્યું છે કે હાડકાના લોટ ઉપર જો સલફ્યુરીક આસિડ (ગંધકનો તેજાબ) નાંખ્યો હોય તો તેથી હાડકાના પરમાણું, જમીન સાથે વહેલા મળી જાય છે. એ ખાતરને "સુપરફોસ્ફેટ ઓફ લાઈમ" કહે છે, એ ખાતરનો હમણાં યુરોપમાં ઘણો ઉપયોગ થાય છે. એમ કેહેવામાં આવે છે કે ઈંગ્લાંડ દેશમાં જે હાડકાં થાય છે તે સિવાય દર વર્ષે ૫૬૦૦૦ ખાંડી હાડકાં ઈંગ્લાંડમાં પરદેશથી જાય છે. આ દેશમાંથી પણ ઘણાં હાડકાં રેલવેથી જાય છે, એમ જોવામાં આવે છે, પણ તેનો ઉપયોગ લોકો અહીં હજુ કરતા નથી, એ ખેદકારક છે. ગઈ સાલમાં વડોદરા રાજયના દીવાન સાહેબે એ ખાતર વડોદરામાં કરાવ્યું હતું, અને તેનો અનુભવ લેવા સારૂં એ ખાતર જૂદે જૂદે ઠેકાણે મોકલ્યું હતું. ડાંગર વિનાના પાકને એ ખાતરથી સારો ગુણ થયો હતો. તમાકુ તથા મરચાંની વાડીને પણ એથી સારો ગુણ થયો એમ જણાયું હતું. આ લખનારે પોતે એમ જોયું છે કે જેટલી જમીનમાં સુપરફાસ્ફેટ ઓફ લાઈમ નાંખ્યો હતો તેટલીજ, ને તેવીજ જાતની જમીનમાં સુપરફોસ્ફેટ ઓફ લાઈમ કરતાં છાણનું ખાતર ત્રીશગણું વજનમાં વધારે નાંખ્યું હતું, તોપણ સુપરફોસ્ફેટ ઓફ લાઇમ જે જમીનમાં નાંખ્યું હતું, તેનો પાક સારો થયો હતો.

એક અમેરિકન વિદ્વાન કહેછે કે સુપરફોસ્ફેટ ઓફ લાઈમ જાતનું ખાતર ઉપરના પાકને તથા હાડકાના લોટનું ખાતર જમીનની અંદર થનારા પાકને સારૂં ભાવે છે. હાડકાં ઝીણાં કરવાનો એક સહેલો ઉપાય એ છે કે, હાડકાના કડકા આશરે એક ઈંચના કરવા; ને તે પાણીમાં ખૂબ પલાળવા અને તે તથા તેની સાથે તેટલીજ માટી મેળવીને તે ઢગલો તડકામાં તપવા દેવા, તેથી તાપની ગરમી હાડકાંને લાગી હાડકા ખેતરમાં નાંખતાંજ ઝીણાં થશે, ને જમીનના પરમાણું સાથેમળી જશે.

આ દેશના ખેડુત લોકો પ્રવાહી ખાતરનો ઉપયોગ બિલકુલ કરતા નથી, એ મોટી ભૂલ છે. પ્રવાહી ખાતર જમીનના પરમાણુ સાથે વહેલું મળે છે, ને તેથી છોડવાને ફાયદો ઘણો થાય છે. છાણ અને મુતરનું પ્રવાહી ખાતર કોહોવા દઇ ને વરસાદ પડતાં પહેલાં થોડીવાર અગાઉ નાંખ્યું હોય તો, તેનો ગુણ જમીનને ઘણોજ થાય છે. એ ખાતર પીપમાં ભરી ગાડામાં નાંખી લાવી, ખેતરમાં છાંટયું હોય તો થોડી મહેનતથી આખા ખેતરમાં છાંટી શકાશે. એવા ખાતરનો ઉપયોગ પ્રથમ આ દેશમાં થતો હતો. ભરૂચની નજીકના એક ગામમાં એ રીતે ખાતર નાંખતા હતા તે જોઇ યૂરોપમાં એવી રીતે ખાતર નાખવાની ભલામણ ડાક્ટર હોવ્ય નામના પ્રવાસીએ ઈ૦ સ૦ ૧૭૮૭ માં કરી હતી. એ ઉપયોગી રીતનો ગૂજરાતમાંજ પ્રસાર થયો નથી એ મોટું આશ્ચર્યકારક છે.

આપણા ખેડુ લોકો ઉકરડાના ખાતર વિના બીજા ખાતરનો ઘણું કરી ઉપયોગ કરતા નથી, પણ સુકાં માંછલાં, મીઠું, ચુનો, સુરોખાર, કોઈ પણ જાનવરનો મળ; તળાવની તરી, ઘરમાંનો ધુમાસ ચામડાની છોલ, લાકડાંનો વેહેર, લોહી, માંસ, પક્ષીની પાંખો, ઉન, રાખોડી, નાના છોડવા, પક્ષીઓની હગાર, ખાળકુંડીનું પાણી, ગામમાંનો કચરો† ઈત્યાદિ પદાર્થોનો ખાતરમાં સારો ઉપયોગ થાય છે. સુરોખાર કીમતી છે, તેથી ખાતરમાં તેનો ઉપયોગ કરવાનું ગરીબ ખેડુતોને અઘરૂં પડે છે, માટે તેને બદલે આ સેહેલી રીત આપુંછું. ખાળ તથા ઢોરો બાંધવાની જગામાંનું મુતર ઈત્યાદિ મિશ્રિત પાણી એક ચોરસ ખાડામાં નાંખવું. તેમાં રાખોડો તથા કાંકરી નાંખવી. ને સૂર્યનો ઘણો તડકો તે ઉપર પડવા દેવો. પછી કાંકરી તેમાંથી કાઢી નાંખી બાકીનો ભાગ ખાતર તરીકે વાપરવો. એ ખાતર સુરાખાર જેવું ગુણકારી છે.

ખેડુતે બીની અને તે ઓરવાની પણ કાળજી રાખવી જોઇએ. બી સારૂં અને પકવ થયેલા દાણાનું રાખવું. તે સળેલું અથવા બગડેલું લેવું નહીં. બી ઓરતા પહેલાં મોરથુથાનું પાણી તેની ઉપર છાંટી સુકવ્યું હોય તો એથી બીને ઉધાઇ અથવા બીજા જીવજંતુ લાગતા નથી ને બી સારૂં ઉગે છે. ‡ ઓરતી વખત બી સાથે ખોળનો થોડો ઉપયોગ કેટલાક ખેડુતો કરે છે, એ પણ સારી રીત છે. ઓરવામાં ખેડુતે આ વાત હમેશ ધ્યાન માં રાખવી કે જેમ બની શકે તેમ સરખા અંતરે બીજ ઓરવું. નજીક

---

† ટુસફેર સાએંટીફીક એન્ડ એકોનોમીકલ્ રીસર્ચીસ.

‡ આશરે પોણો શેર મોરથુથુ દશ શેર ઉકાળેલા ગરમ પાણીમાં નાંખીને તેનું પાણી થવા દેવું ને પછી તે થંડું કરવું. એ પાણી મણ બીને માટે બસ છે. બીના દાણા કઠણ હોય તો જમીન ઉપર પાથરી તેના ઉપર એ પાણી છાંટી તે દાણા હલાવી એક સરખા પલળવા દેવા. એ આશરે બે ત્રણ કલાક પછી સુકાશે ને સુકાયા બાદ ઓરવાને લાયક થશે.

નજીક બી ઓરવા કરતાં દૂર દૂર ઓરવું. ચરોતરમાં ચોકડીની બાજરી નામે થોડી મુદતથી બાજરી ઓરવાનું શરૂ થયું છે. એ રીતે એક હાથના અંતરે બાજરી ઓરવામાં આવે છે તેથી એકવીઘામાં દશ હજાર છોડ થાય છે. એ રીતથી બાજરીના છોડવા અંતર ઉપર રહે છે ને તેથી તેમનું પોષણ સારૂં થઇ પાક બમણો અથવા અઢીગણો વધારે થાય છે એવું કેટલેક ઠેકાણે અનુભવથી સિદ્ધ થયું છે. ઓરવામાં બીજી એ વાત ધ્યાનમાં રાખવી કે હમેશ એકજ જાતનું વાવેતર કરવું નહીં, તેમ કરવાથી તે વાવેતરના પોષક દ્રવ્યો જમીનમાં હોય તે ઓછા થઈ જમીનનો કસ ઓછો થાય છે. પણ જમીનમાં વારા ફરતી જૂદું જૂદું વાવેતર કરયું હોય તો એ પ્રમાણે થતું નથી. એકથી વધારે જાતનો વાવેતર સાથે કરવાનાં હોય ત્યારે તે કયારે તૈયાર થશે એ વાતનો વિચાર કરી એક વાવેતરનો ફાલ બીજા વાવેતરને નડે નહીં એવી રીતે તે વાવેતર કરવું. એવા વાવેતરથી જમીનનો રસકસ જતો નથી. થોડી મુદતથી ચણા અને કપાસના વાવેતર વિષે એ બાબતનો અનુભવ લેવામાં આવ્યો છે, ને તે પરથી ઘણો ફાયદો થતો હોય એમ જણાયું છે. ચણાના વાવેતર સાથે કપાસની ઓળો કહાડી પહેલા વરસાદમાં કપાસ ઓરે છે. ચણાનું વાવેતર જલદી તૈયાર થાય છે, ત્યાં સુધી કપાસના છોડવા મોટા થતા નથી. ચણા કાઢી લીધા બાદ એ જમીનમાં કપાસનું વાવેતર કાયમ રહે છે, ને જમીન ખેડી શકાય છે. બે અથવા ત્રણ ખેડ એ રીતે થાય તો, ખરસલું વધારે નહીં થતાં કપાસનું વાવેતર સારૂં થાયછે; ને વળી બીજે વર્ષે વાસલ જેવો એ જમીનમાં પાક સારો થાય છે.

બી ઓર્યા પછી તેના ઉપર સમાર ફેરવવાને વાર લાગવા દેવી નહીં. કેમકે જમીનમાંની વરાળ જયાં સુધી તાજી છે ત્યાં સુધી દાણો જલદી ઉગે છે. સમાર ફેરવવાને વાર લાગવાથી ઘણીવાર ફરી ઓરવાની જરૂર પડેછે. આ લખનારે તરફેણુ સાથે સમાર તેટલીજ પહોળાઇનો જોડી તરફેણુ કરી છે. એ તરફેણુને વડોદરાના ખેતીવાડીના પ્રદર્શનમાં ઇનામ મળ્યું હતું. એ તરફેણુ ઘણા અનુભવી ખેડુતોએ કેટલેએક ઠેકાણે ફેરવી જોઇ એવો અભિપ્રાય આપ્યો કે એ ગોરાટ જમીનમાં ઘણી સારી રીતે ચાલે એવી છે. એમાં હજુ પણ ઘણો સુધારો થઇ શકે એમ છે. તેથી એ ઓજાર જો સારી રીતે ચાલે એમ બનાવવામાં આવે તો ઓર્યા પછી વાર લાગવાથી જે બી બગડે છે તે બગડશે નહીં એવી મારી ખાતરી છે.

છોડવા ઉગ્યા પછી તેની આજુ બાજુ ખરસલું ઉગ્યું હોય તે કાઢી નાખવા માટે નીંદવાની ઘણી અગત્ય છે. એ વખતે એ ખરસલું જો નીંદવામાં ન આવે તો તે જમીનમાંનો કસ ચુસી લે છે, અને તેથી વાવેલા છોડવા નબળા થાય છે. તમાકુના વાવેતરમાં ઉપયોગમાં આવે એવી એક રાંપડી આ મંડળીના કેટલાક સભાસદોએ વિચાર કરી બનાવી છે. એને વડોદરા

પ્રદર્શનમાં ખાસ ઇનામ મળ્યું છે. એ રાંપડી એકજ માણસ ફેરવી શકે એવી છે ને ખરસલું નાનું હોય ત્યારે તેને કાઢવામાં તે ઘણી ઉપયોગી થઇ પડે એવી છે, એવું ઘણા અનુભવી ખેડૂતોએ એ રાંપડી જોઈ કહ્યું હતું.

ખેડૂતે જનાવરોની કાળજીથી સાચવણી રાખવી જોઇએ. બળદોને ટાઢ, તાપ, અને વરસાદમાં ખુલ્લા રાખવાની ઘણા ખેડૂતોને ટેવ હોય છે. એથી જનાવરોની શકિત ઘણીજ કમી થાય છે. જનાવરના ખાવાના પદાર્થ સારા રાખવા. તેને વખતસર પાણી પાવું, તેની જગા સ્વચ્છ રાખવી. કચરો અથવા મેલ શરીરને લાગવા દેવો નહીં, અથવા લાગ્યો હોય તો ધોઈ નાખવો એ વાત મહત્વની છે એમ ખેડૂત લોક સમજતા નથી, પણ એથી ઘણું નુકશાન થાય છે. જનાવરને ખાવા માટે જારનાં અથવા બાજરીનાં આખાં રાડાં નાખવાનો પ્રચાર આળસુ ખેડૂતોમાં ઘણોછે. પણ તે સારો નથી. તેથી ઢોરના પેટમાં સારો ભાગ થોડો જાય છે; અને એ રાડાંનો ઘણો ભાગ ફોકટ જાય છે. તેમજ એ રાડાં મોટાં રહેવાથી ખાતર સાથે જલદી કોહી જતાં નથી તેથી ખાતર પણ બગડે છે. એ ચાર (ઘાસ) ના નાના નાના કડકા કરી તેને ટોપલામાં અથવા લાકડાના પીપમાં અથવા કૂંડામાં રાખી જનાવરને ખાવાની ટેવ પાડી હોય તો ચારનો કાંઈ પણ અંશ ફોકટ જતો નથી, ને જનાવરને પણ તે ચાર સારી પોષક થાય છે.

આ દેશમાં બળદ સિવાય ખેતીના કામમાં બીજા જનાવર ખેડૂતો વાપરતા નથી. પાડાની ઉત્પત્તિ ઈશ્વર કૃપાથી થાય છે પણ એ ગરીબ જીવોનું પોષણ કરવાની કાળજી લેવામાં આવતી નથી; તેથી એ ઉપયોગી જીવો ગૂજરાતના ઘણા ભાગમાં મરી જાય છે પણ તેઓને તેમ મરવા દેવા એ ઠીક નથી, કારણ, પાણી કાઢવાને ગાડાના કામમાં તથા ખેડવાના કામમાં એનો ઉપયોગ સારી રીતે થઈ શકે એ છે. પાડા જરા ધીમા હોયછે ખરા, પણ બળદ કરતાં એ પ્રાણી વધારે મજબૂત છે તેથી એ સારા ઉપયોગમાં આવી શકે એ વિષે કાંઈ સંદેહ જેવું નથી. ખેતીના કામમાં પાડાનો ઉપયોગ કરવામાં આવે તો ગરીબ ખેડૂતોને ઘણો ફાયદો થવાનો સંભવછે.

ખેતીના કામમાં જેથી વધારે પાણી થોડે ખરચે નિકળે એવા ઓજારની ઘણી અગત્ય છે. આ દેશમાં ઘણે ઠેકાણે કોશ સિવાય બીજા ઓજારનો ઉપયોગ લોકો કરતા નથી. રેંટ ઉપર ગડવાંની માળા નાંખીને માણસ અથવા જનાવરની શકિતથી પાણી સારી રીતે નિકળી શકે છે. તેજ પ્રમાણે જો જનાવરને સારી રીતે શિખવ્યું હોય તો તેટલીજ શક્તિથી બે કોશ નિકળવાનો રેંટ બની શકે છે. એ સૌથી પણ "ચેન પંપ" (સાંકળથી પાણી કાઢવાનો સંચો ) આ દેશમાં ઘણો અનુકુળ પડે એમ જણાય છે; કારણ એક લઠ માણસ એ પંપ ચલાવી શકે છે. ને તેથી એક કોશ કરતાં કાંઈ વધારે પ્રવાહનું પાણી નિકળે છે. એ પંપનો ગમે તેટલા ઉતળા અથવા ગમે તેટલા ઉંડા પાણીમાં

ઉપયોગ થઈ શકે, માત્ર બળ વધારે ઓછું લાગે ખરૂં. એ પંપ આ દેશમાં બની શકે એવો છે, ને તેની કીમત આશરે રૂ. ૫૦) પડે એમ લાગે છે. કારણ અમેરિકાથી લાવતાં તેના રૂ. ૧૦૦ ) પડયા હતા, પણ તેની અંદર ખરાજાતના રૂ ૪૦) હતા. એ પંપ ઉપયોગમાં લેવાથી ખેડુત લોકોને ઘણો ફાયદો થશે એમ આ લખનારની ખાતરી થઇ છે.

આપણા ખેડૂત લોકો તૈયાર થયેલા માલમાં ભેગ કરે છે. એ ચાલ ઘણી ખોટી છે. કસુંબામાં લોટ, ઘઉં તથા બાજરી વગેરે ધાન્યમાં કચરો, તથા મટોડી, તથા કપાસમાં કચરો નાંખેછે. કપાસનું વજન વધવા સારૂ તેને ઝાકળમાં રાખેછે. એથી તે વખતે ખેડૂતને થોડો નફો થયો એમ લાગેછે પણ એથી ઘણું નુકસાન થાયછે. બજારમાં અને વિશેષે કરીને પરદેશમાં એવો માલ જાય ત્યારે ત્યાંના વેપારી લોકોનો વિશ્વાસ ઉઠી જાયછે; અને તેથી માલની કીંમત સારી ઉપજતી નથી. માટે કોઈપણ રીતે ભેગ કરવો નહીં. તેમજ કોઇ પણ કૃત્યથી માલનો ગુણ બગડે એવું કરવું નહીં. એવી રીતે ચાલવાથી પરિણામે ફાયદોજ થાયછે.

## વિનંતિ.

આ વિષયને મથાળે જે કહેવત લખી છે તે ઘણું કરીને બધા ખેડૂત લોકોને આવડે છે. પણ તેનો વિચાર કરી લક્ષપૂર્વક પોતાનો ધંધો ઘણાજ થોડા કરે છે. ખેતી ઉપર આ દેશમાં ઘણા લોકોનો નિર્વાહછે, અને દિવસે દિવસે પ્રજા વધતી જાયછે; માટે ખેતીનો સુધારો થવાની ઘણી જરૂરછે. એ વિષય ઉપર લખાય તેટલું થોડું, એવા મહત્વનો એ વિષયછે, તથાપિ જે વાતનો અનુભવ આપણા ખેડૂત ભાઇઓ સહજ લઈ શકે એવી કેટલીક વાતો વિશે, સુચનાઓ તેમના આગળ મૂકવામાં આવે તો સારૂ એમ ધારી આ પત્રિકા સેવામાં મૂકી છે.

ઘણા ખરા ખેડૂતો વાંચી શકતા નથી. આ ચોપડી વખતે તેમની નજરે પણ પડનાર નથી માટે મહેતાજીઓ, તળાટીઓ, વિદ્યાર્થી વગેરે જેઓ વાંચી શકે એવા છે તેઓ પોતાને ત્યાંના ખેડૂતોને આ ચોપડી કૃપા કરી વાંચી સંભળાવશે અને પોતાથી બને તેટલી સમજુત આપશે. ચોપડીનો અનુભવ લઈ ફાયદો થવાનું કોઈ પણ જણાવશે તો લખનારને ઘણો આનંદ થશે.



# અંક ૫ મો.

મારા વહાલા વાંચનારાઓ, જેમ માળાના મણકા ધ્યાન દઇ ફેરવો છો, તેવો હું આ એક માળાનો મણકો છું. તે તમે શ્રદ્ધાથી ફેરવશો, તો તમે ખરેખર સુખી થયા વિના રહેનાર નથી; કેમકે હું તમો ભાઇઓને બેનો આગળ એટલા માટે રજુ થયેલો છું કે તમો મને સમજો ને અણસમજુને સમજાવો. મને કોઇ છાપશે છપાવશે, તો મને પ્રગટ કરનાર તરફથી હરકત લેવામાં આવશે નહીં. નકામું ટાયલું કરી જગા રોકવા કરતાં હવે મારૂં કામ શરૂ કરૂં છું.

## સુબોધ.*

મારા સ્વદેશી ભાઈઓ અને બેનો, હાલ આપણી સ્થિતિ કેવીછે તે તમે જાણો છો. વારંવાર સુબોધ થવાની જરૂર છે, માટે તમોને બે બોલ કહેવાના છે. તે પર લક્ષ આપી તે સારા લાગેથી તમે પોતાના જીવ બરોબર સાચવો. તે એ છે કે. સત્યનો સ્વીકાર કરો. કાયિક, વાચિક, અને માનસિક એ વિચારમાં સત્ય કદી પણ છોડશો નહીં. જુઠી સાહેદીઓ કદી પૂરશો નહીં. અસત્ય વિના આ સંસારવ્યવહાર ચાલવાનો નથી, એ પાપ ભરેલી સમજુત બિલકુલ છોડી દો. સદા સર્વકાળ મનમાં ઇશ્વરની ધાસ્તી રાખો; કારણ કે ઈશ્વરથી જે બીએ છે, તેને બીજા કોઈથી બીવાનું રહેતું નથી. નઠારૂં વ્યસન છોડી દો. એટલુંજ નહીં, પણ બીજાને જે ખોટું વ્યસન હોય તે પોતાને છે એવું સમજીને તેને બોધ કરી એ પાપથી તેને છોડાવો. મોંમાંથી કઠોર શબ્દ બોલી જીભને આભડછેટ નહીં થવા દો. ગુરૂને નીચે પડી પગે લાગો, તેમ માબાપનું સારી પેઠે માન રાખી પુત્રતાનું ભૂષણ કરો. દીકરાને સારી સોબત, વિદ્યા અને સારા ગુણ લાગવા માટે મહેનત કરવી. કરજ (દેવું) કરો નહીં. ગંદવાડ નહીં રાખતાં જેટલી બને તેટલી ચોખાઈ રાખતા જાઓ. ચોખાઇ અને સફાઈ એજ આરોગ્યતાનું મોટું કારણ છે. શરીર નિરોગી રહેવા માટે સાદો ખોરાક (અન્ન) ખાઓ, આરામ લો, બ્રહ્મચર્ય પાળતા જાઓ; એટલે આવરદાની વૃદ્ધિ થઈ સંસારીક સર્વ કામો સિદ્ધ થશે. નાની વયમાં છોકરાનાં લગ્ન થયેથી લોકોનો આવરદા, શરીરની પ્રકૃતિ, અને મજબુતાઈ તદન ઓછી થઇ જઇ પ્રજા નબળી થઇ ગઈ છે. બળ, ધૈર્ય, અને સાહસ નહીં જેવું થઇ ગયું. નઠારા ગુણો તમારી પાસે નહીં આવવા માટે સારી સોબત અને ઉદ્યોગ પકડો. નકામો ગયેલો વખત ફરીથી આવતો નથી, માટે આવરદાનો સારો ઉપયોગ કરો; આળસ છોડી દો. પરોપકાર થાય તેટલો કરો; અને જ્ઞાનનો વિસ્તાર થવા જોગ જે વાત હોય તે લો. ઢોંગ ડોળ કરી નકામો ખર્ચ કરો નહીં. છોકરાનું પોષણ કરવાની અને તેને વિદ્યાભ્યાસ કરાવાની આપણામાં

* લખનાર પરમાનંદ ભોળાભાઈ પારેખ.

તાકાદ છે કે નહીં, તેનો પહેલેથી વિચાર કર્યા સિવાય તેનું લગ્ન કરવું નહીં. જે દેશમાં તમે જન્મ લીધોછે તે દેશના લોકનું અભિમાન પકડી તેમનું સારૂં થાય એમ કરો. સર્વ માણસ સાથે ભાઇચારાનો સંબંધ રાખો, કેમકે સઘળાં એક બાપનાં બાળ છો. પુસ્તકોનો વધારો કરી તેનો પ્રસાર કરો અને વાંચનારની સંખ્યા જાદે થાય તેમ કરો. ઉદ્યોગી લોકોને મદદ આપી ભીખારીઓની સંખ્યા કમી થાય તેમ કરો, કારણ તેમાંજ દેશનું ભલુંછે. ભીખારીઓથી દેશને લાંછન લાગેછે અને દરીદ્રતા વધેછે. કોઇ સાથે વેર કરવું નહીં કોઇની નીંદા ન કરો અને સારા કામમાં ભેગા રહો. ખેતીમાં વધારો કરો, કળાકૌશલ્ય અને બુદ્ધિવાનોની સંભાળ રાખો, કારણ કે અન્ન પાકશે અને નફો થશે તો સર્વને ખાવા મળશે. ઉંઘ આવ્યા સિવાય સુવું, અને ભૂખ લાગ્યા સિવાય ખાવું એમ કદી પણ થવું નહીં જોઇએ. સાંચા (વરાળયંત્ર)નો ઉપયોગ કરી મહેનતમાં સહેલું થાય તેમ કરો. સર્વ કામમાં ઇશ્વર ઉપરજ ભાવ રાખો. વાદ વિવાદ પડે તો ચાર સ્નેહી અને ભલા માણસ પાસેથી તેનો ખુલાસો સમજી તે કહે તેમ નિકાલ કરવો. અદાલતમાં (કોર્ટમાં) કજીઓ લઈ લહેણું લેવાની ઇચ્છા રાખો નહીં. સત્યથી લાજવું નહીં; અને અસત્યનો ભય રાખવો. નોકરી કરતાં સ્વતંત્ર ધંધો સુખકર છે.

ચોપડી વાંચવામાં બની શકે તેટલી કાળજી રાખવી. પરદેશ મુસાફરી કર્યાથી ડહાપણ આવે છે. ઇતિહાસ વાંચતા રહેવું, ગપ્પો, તડાકા અને કુથલીઓ કરવામાં વખત કાઢવો નહીં. સત્યનો શોધ કરવો મંત્ર, જંત્ર, તંત્ર, કામિયો, ભૂત, મુહૂર્ત્ત, પ્રશ્ન, શુકન એ સર્વ વહેમછે. ધીરજ અને શાંત્તિ રાખવી. કોઈનો વિશ્વાસ કદી તોડવો નહીં. ભાંગ, દારૂ, જુગાર અને છીનાળું એ વ્યસનવાળા લોકો પાસે કદી પણ ઉભા રહેવું નહીં. સ્વદેશી કારીગરના હિતને માટે દેશી ચીજોથી જેટલું નભી શકે તેટલો નિભાવ કરવો. વિદ્યાભ્યાસ પૂરો થયા સિવાય છોકરાનું લગ્ન કદીએ કરવું નહીં. પાણી ચોખ્ખું જોઈ તેને લુગડાથી ગળ્યા સિવાય પીવું નહી. હવા ચોખ્ખી જોઇ તેનો જેટલો લાભ લઈ શકાય તેટલો લેવો. છોકરીઓને વિદ્યા શિખવવી, ઘર સાફ રાખવું, જમીનનું ખેડાણ મહેનતથી કરાવવું; જેથી જાદે પાક થઈ નફો થશે. ઢોર, જનાવરો અને ચાકરોને કાળજીથી પાળવાં. જે વ્યવહાર લખાણથી કરવા જેવો હોય તે મોઘમ અને મોઢાની બોલીથી કદી પણ કરવો નહીં. વગર કારણે મોટું ઘર બાંધવું નહીં. વ્યવહારમાં કુશળ રહેવું. બીજાની મિત્રાઇ થાય તેટલી કરતાં જવી. અરજદાર અને ગરજવંતા ઘણા લોક હોય છે માટે કોઈનું પણ અપમાન કદીએ કરવું નહીં, ને તરછોડવા નહીં. ઘણી ચીકણાશથી અને ધર્મના ગર્વથી દ્વેષ કરવો એ મૂર્ખાઇની નિશાનીછે, માણસની લાયકી આપણને નહી હોયતો બીજાથી સમજી લેવી. હું પોતે સર્વ સમજું છું, એવો નકામો ગર્વ કરવો નહીં, ખોટું બોલવું નહીં. ખોટી પ્રતિજ્ઞા કદી ન કરો. હમેશ પોતે નાનો છું એમ સમજી

રાખવું. તેથી ઘણો ફાયદો થાયછે. વાજબીપણાથી ચાલવું. કોઈપર જુલમ, ગેરઈનસાફ, તરફદારી, સિફારસ કોઈ કરતા હોય તો આપણાથી બનીશકે તેટલી મહેનત કરી તે બંધ પાડવા. ડહાપણ ભરેલી યોજના કરવી. જુની વાતોનો શોધ કરવો. મુસાફરને મદદ કરવી. રસ્તો ચૂકયો હોય તેને રસ્તો દેખાડવો. રોગીને ઓસડ આપવાની તજવીજ કરવી. દુખીઆરા માણસની આસનાવાસના કરવી. મહેનતથી કંટાળવું નહી કેમકે તેથી શરીરને ફાયદોછે. વિવેક અને સંસારીક રીતભાત શીખવી; કારણ કે તે વિષેની માહિતીજ ન હોય તો, ફજેતી થવાનો પૂરો સંભવછે. લખવાની રીત, ભાષણની રીત, અને હિસાબ વગેરે રાખવાની રીત અવસ્ય શીખવી જોઇએ. સ્ત્રીઓની સંભાળ રાખવા, વિના કારણ ખર્ચ કરવો નહી. કારણ કે તેથી ઘણા રાજા, ઈનામદાર, જાગીરદાર. અને વેપારીઓ નહીં જેવા થઇ ગયાછે. દારૂ પીવાથી કોળી, માછી, કુંભાર અને ગોલા વગેરે છેક આળસુ થઇ ગએલાછે, ને તેમને ધંધો વેપાર કશો સૂજતો નથી. તેથી છેક દરિદ્રી જેવા થઇ ગયાછે. તેમજ ભાંગ, અફિણ, ગાંજો એ સર્વ શરીરને હાનિ કરતાછે. માટે તેથી હમેશ દૂર રહેવું. સાદાઇ રાખવા, ડોળથી ખર્ચ કરવો તેને બીજા ખોટું માનેછે, એ ધ્યાનમાં રાખવું. છાની વાત ઉઘાડી કરવી નહીં. પુરૂપાર્થ કરવામાં કુશળ રહેવું. પહેલો પુરૂષાર્થ વિદ્યા, બીજો પુરૂષાર્થ ધર્મ. ત્રીજો પુરૂષાર્થ ધન. ચોથો પુરૂષાર્થ પરોપકાર ને સારી કીર્ત્તિ. સંકટ આવે તો પણ દુરાચારી કરવી નહીં. સર્વ સાથે ભાઇચારાથી વર્તવું. પવિત્રપણું સાચવવું. ઇશ્વરની ભકિત રાત દિવસ મળી સાઠ ઘડીમાંથી દરરોજ ઓછામાં ઓછી ઘડી બે ઘડી પણ કરવી. મતલબીઆપણું રાખવું નહી. જેને નાનો મોટો અધિકાર મળે તેમણે સરકારે નીમી આપેલા પગારથી ગુજારો કરવો જોઈએ; અને કોઈ પાસેથી લાંચ, નજરાણા વગેરે કાંઇ પણ કદી લેવું નહી. વગર દરકારથી બીન તરફદારીએ પોતે વર્ત્તો. હમેશ આપણને દુઃખ કિંવા સુખ થાયછે, તેજ પ્રમાણે બીજાને પણ થાય છે એ ધ્યાનમાં રાખવું. કોઇએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય તો તેને બદલે તેના ઉપર ઉપકાર કરવો એટલુંજ નહીં પણ તેના ઉપર વિશેષ પ્રેમ રાખવો. તમે વેપાર રોજગાર કરતા હો તો ખોટું માપ રાખતા નહીં; ગરજવાનની ગરજ પ્રમાણે તેની પાસેથી મનમાનતું વ્યાજ, મંડામણ, શિરપાવ લેઈ તેને ખાડામાં નાંખવો નહીં. ખોટો માલ ખરો કહી વેચવો નહી. જાતિ સંબંધી અને ધર્મ સંબંધી દ્વેષ કરવો નહીં. વખત જોઈ થોડું કિંવા વત્તું બોલવું, પરંતુ ગેરવાજબી કદી પણ બોલવું નહીં. નકામા બેસી રહેવાનો વખત આવેથી અમસ્થા બેસી રહેવું સારૂં, પરંતુ બીજા ખીજ પાડે તેવું ભાષણ કરવું નહી. બૈરાંની અને બાળકોની સહજ નિંદા કરવાનો હલકા લોકોનો ચાલછે. પરંતુ તે ચાલ છોડી દેવો, એ ઘણું સારૂંછે. એકથી વધારે ઓરતો કરવાથી આપણે દુખી થઇએ છીએ, અને એક ઓરત કરવી તે પણ તેનું

પોષણ થઈ શકશે એનો વિચાર કરી કરવી. આ લોકમાં માબાપ જેવું બીજું કાંઈ પૂજ્ય નથી, એવું સમજી તેમની અદબ રાખવી; તેમના ઘડપણમાં તેમને બની આવે તેટલી મદદ કરવી, આપણા ભાઇ ભાંડુ સાથે હેતથી ચાલવું. ધન કેટલુંએ ભેગું કર્યું. તો પણ તે હમેશ રહેતું નથી એ ધ્યાનમાં રાખવું, ધર્મ સારો પાળવો. જેમને પ્રજા નહીં હશે, તેમણે તેથી દુઃખ નહીં પામતાં ધર્મનો આશ્રય કરવો. લાયક અને વખત વિચારી દેશ વર્તમાન જોઈ ધર્મ કરવો; તે પણ લોકોના હમેશના સુખમાં વધારો થાય, તેવા પ્રકારે કરવો. કોઇનું દેવું (કરજ) લીધું હશે તે આપવાની મનમાં કાળજી રાખવી, કારણ તે ન આપ્યું તો ઈશ્વર આપણી પાસેથી કોઈ કાળે પણ અપાવ્યા સિવાય રહેનાર નથી. જો આપણે તે ન આપ્યું તો તે એક પ્રકારની ચોરીછે. વગર ઉદ્યોગી રહેવું નહીં; ઉદ્યોગ એ લક્ષ્મિછે. માર્ગમાંથી કોઈ પણ જણસ અથવા પૈસો વગેરે માલ જડયો, તો તે જેનો તેને પાછો મળે એવી તજવીજ જેમ બને તેમ જલદી કરવી. સહેજસાજ કોઈનો ઉપકાર માથે ચઢાવવો નહીં. કોઇના બાગમા કિંવા ખેતરમાં માલ જોઈ તે જબરાઈથી લેવો નહીં. હમેશ એવું ધ્યાનમાં રાખવું, કે કોઇ પણ વસ્તુ મહેનત સિવાય પેદા થતી નથી, માટે જેણે મહેનત કરી હશે તે તેનો માલીક હોવાથી તેનાજ પદરમાં તે પડવીજોઇએ. માટે તે માલ જો બીજો કોઈ લેઈ જાય તો તે ચોર કહેવાય. સચ્ચાઇ ડુબાવનારને ઇશ્વરના ગુનેહગાર સમજવા પૈસાથી ચીજો શક્તિ પ્રમાણે લેવી આપવી. વિના કારણ ટંટા તકરાર કરવામાં ઘણુંજ ખોટું થાયછે, માટે તે કામમાં પડવું નહીં. ઉદાર બુદ્ધિ રાખવી; કંજુસ બુદ્ધિ એ હલકાઇનું લક્ષણછે. સંસાર ત્રણ પ્રકારનોછે; અલ્પ, મધ્યમ, અને ઉત્તમ. અલ્પ સંસારીકો મતલબ ફકત સાધેછે, અને પોતાનું પેટ ભરી છોકરાં બચ્ચાં પોષે છે, તેમને એ સિવાય બીજુ કાંઇ દેખાતુ નથી. મધ્યમ સંસારીકો કીર્ત્તિપર ધ્યાન આપેછે; અને ઉત્તમ સંસારીકો પરોપકારમાં નિમગ્ન રહેછે. માટે ઉત્તમ સંસારીક થવાય તેટલું શક્તિ પ્રમાણે થવું.



# અંક ૬ ઠો.

## * લાંચ અથવા રૂશ્વત.

રૂશ્વત લેવી એટલે જે કામ કરવા વિશે આપણે કરાર કર્યોછે તે કામ કરવાનો મ્હોબદલો નીમેલા આયપદ સિવાય બીજી હરેક રીતે બીજા પાસેથી કાંઈ પણ મેળવવું તે.

લાંચ લેવાના અનેક પ્રકારછે, પ્રત્યક્ષ પૈસા લેવા, એજ લાંચ થાયછે એમ નથી, કાંઈ જણુશ લેવી કિંવા મ્હોબદલા સિવાય વખત કઢાવવો. કિંવા બીજું એવાજ પ્રકારનું કામ કરાવવું, એ સઘળાને લાંચ કિંવા ગેરકાયદે મહેનતાણું કહેવાય.

સરકારી નોકર તેને સોંપેલા કામથી અને હોદ્દાથી સર્વે લોકમાં આબરૂદાર અને વજનદાર મનાય છે, તેથી એવા ગ્રહસ્થ જો પ્રમાણિક અને નિલાભી હોય તોજ જે લોકો ઉપર તેમની સત્તા હોય છે. તેમને અને સરકારને પણ ફાયદો થાય.

જો વિચાર કરશો તો લાંચ લેવી, અને ચોરી કરવી એમાં તદન મારા મત પ્રમાણે ફરક નથી. ચોરી કરવી અને લાંચ લેવી એ સરખુંજ છે પરંતુ ચોરી કરવી, એ જેવું સઘળાને ખરાબ ને નીચું કામ લાગે છે તેવુંજ લાંચ લેવાનું લાગતું નથી, તથા આ દેશમાં લાંચ ખાનારને તેટલો અપવાદ પણ લોકો આપતા નથી, કારણ એ ચાલ પુર્વાપરથી ચાલતી આવી છે, અને કેટલાંક રાજ્યોમાં લાંચ ખાનારની જેટલી ગેરઆબરૂ થવી જોઈએ તેટલી હજી થવા લાગી નથી, તેથી કરીને એનો દોષ ઓછો થયો છે, તો પણ હાલના કાળમાં એકંદર વિચાર કરશો તો ઈંગ્રેજ લોકોની સત્તા જેમ જેવી દ્રઢ થવા લાગી છે, તેમ તેથી લાંચ લેવાની ખોટ પણ દૂર થવા લાગી છે, એ ઘણી સારી વાત છે.

જે પદાર્થ ઉપર બીજાનું ધણીપણું છે, તે પદાર્થ જબરાઈથી અથવા છૂપી રીતે કઢાવી લીધો, તેને ચોરી એવું કહે છે. ચોરને હોદ્દાનું કિંવા આબરૂનું ભાન હોતું નથી, તેથી તે ખરાબ નૈયતથી તજવીજ કરીને અને છુપી રીતે વર્તે છે; પરંતુ લાંચ લેનારનો તેવો પ્રકાર નથી. ધોળે દહાડે ચોરી કરીને ઉલટી રીતે આબરૂદાર અને લોકોમાં મોટા દીમાકથી વર્તે છે. ચોર પોતાના હથિઆરથી ને શરીરના બળે કરીને બીજાના ઘરમાં પેસે છે, ને લાંચ ખાનારા તે પોતાના હોદ્દાના જોરથી, કાયદાની ધમકી બતાવી બીજાને લૂટેછે.

બીજા પ્રકારથી જોઈએ તો લાંચ લેવી એ ચોરી કરતાં પણ નીચું કર્મ છે; કારણ કે ચોરને દળદરથી અને પેટ માટે ચોરી કરી (કોળી, માછી, ભીલ અને વાઘરી ઇત્યાદિ લોકોને) એવા પ્રકારનું કારણ કાંઈ પણ કહેવાને હોય છે; પરંતુ સરકારી નોકરને તેવું કારણ નથી. કેમકે તેમને દરમાયો મળે છે.

* લખનાર પરમાનંદ ભોભાભાઇ પારેખ.

નોકરી લેવા પહેલાં તે એવો કરાર કરે છે કે હું પક્ષપાત કરનાર નથી, કોઈ પાસેથી લાંચ કે ભેટ લેનાર નથી. એવો કરાર થયા છતાં ઉલટા વર્તે ત્યારે તેની યોગ્યતા ચોર કરતાં વધારે હલકી માનવાને હરકત નથી.

રૈયતે પોતાના સુખ માટે અને રક્ષણ માટે જે સરકાર કબૂલ કરી તે સરકારનું અંગ કામદાર લોક થાય છે; રૈયતના સૌ રક્ષણ માટે મોટા મોટા વતનો અને પગાર આપી તેમને હોદ્દેદાર નીમે છે. જો પ્રજા અંદર અંદરમાં નિયમ પ્રમાણે ચાલે તો રાજાની ગરજ છેકજ રહે નહીં; પરંતુ અધિકારીઓ સિવાય પ્રજાનું રક્ષણ થતું નથી. માટે પ્રજા છેકજ કોદરાનો રોટલો ખાઇ ચોખા, ઘઉં તમારે હવાલે કરેછે. તમે વરસાદમાં નહીં જતાં, હળ નહીં લેતાં, ખેતરમાં નહીં લણતાં, પોતાને ઘેર ચેન કરો છો. તે શા ઉપર? એનો વિચાર કરશો તો રૈયતના મેળવેલા ઉપર છે એમ માલમ પડશે. ત્યારે તમને રૈયતની મહોબતનો ઉત્તમ ભાગ સરકારે આપ્યો છે, તે એવા માટે કે તમારી તરફ હજારો લોકોનું સારૂં કરવાનું છતાં, લુચ્ચા અને ખટપટીઆ લોક તમને અન્યાય કરવાને પ્રવર્તાવે છે અનેક ઉપાયથી યોજના કરી વશ કરે છે, લાલચ દેખાડે છે, તેનાથી તમારે મોહિત થવું નહીં જોઇએ; એટલા માટે સરકાર તમને સારો પગાર આપે છે. તમને ન્હાનાથી તે મોટા સુધી, શ્રીમંતથી ગરીબ સુધી, ઈનસાફના કામમાં સર્વને સરખા ગણવાની યોજના કરી છે. વાસ્તવિક જોઇએ તો, ગરીબ રૈયતને કોદરાનો રોટલો અને ઓઢવાને જાડાં પાતળાં લૂગડાં મળતાં નથી; પરંતુ તમારા તરફ જોઈએ તો તમે છાનદાર ઉંચાં ઉંચા લૂગડાં પેહેરો છો, પણ કોઈ દહાડો, વણવાનું કામ કરવાને ગયા નથી. તમે પોતાની સ્ત્રીઓને અને બાળકોને સોનાથી સુશોભિત કરો છો, પણ જાતે ખાણમાં કદી ખણવા ગયા નથી. તમે મોટા ઘરનો ઉપયોગ લ્યો છો, પણ કોઈ દહાડો રાનમાં લાકડાં લેવા ગયા નથી. તો રૈયતની મેહેનતથીજ સર્વે સુખોનો ઉપભોગ લ્યો છો, એમ કહેવાય. ખરૂં જોઇએ તો ગરીબ લોકોની અંગ મેહેનત આગળ તમારો પોતાનો શ્રમ કાંઈજ નથી. એવું છતાં તમારે ઘેર રૂપીઆના તોડા અને દાણાની પોઠો પડે છે. ત્યારે સેહેજ રીતે મનમાં એવું આવે છે કે, એ જે સંપત્તિ અને ચેન ભોગવો છો તે ગરીબ લોકો પાસેથી પ્રાપ્ત થયાં છે; તો તેનો બદલો ફીટવા માટે તેમનાં હિત, અહોનીશ ધ્યાનમાં લેવાં એ નોકરની ખાસ ફરજછે.

રૈયત લોક, તમને પોતાના સુખનો મોટો વિભાગ અર્પણ કરેછે, તેનો હેતુ તમને સોંપેલું કામ તમારે સારી રીતે ચલાવવું એજછે. તમે મહેનત કરો છો માટે તમેજ સુખ ભોગવવાને પાત્ર છો એવું નથી, કારણ તમારા કરતાં શરીર મહેનત તડકામાં જઇ કરનારા ઘણાછે, પરંતુ તેમને પેટભર અન્ન સુદ્ધાં મળતું નથી. તમારો બુદ્ધિ સારી જોઈએ તમારે નીતિથી ચાલવું. લોકોનું કલ્યાણ કરવાનો રસ્તો અહોનિશ પકડવો, રૈયતની આબાદી માટે

શ્રમ કરવો. બીજાનો ઘાત કરવા માટે કોઈ મોહિત કરે તો થવું નહીં. એ બાબતની મોટી જવાબદારી તમારા ઉપર સારો પગાર આપી સોંપી છે. કારણ જે તમે ખાઓ છો, પીઓ છો, એ સઘળું રૈયતનું લેહેણું છે, તેનો ફડચો બરોબર કામ કર્યા સિવાય કદિ થનાર નથી. એ પ્રમાણે તમે રૈયતના દેવાદાર છો, એમ ખાત્રીથી સમજો.

લાંચ ખાવી એથી વિશ્વાસઘાત પણ થાય છે. કારણ લોક અને સરકાર તમારા ઉપર એવો ભરોંસો રાખે છે કે. તમે પોતાનું કામ ઈમાનદારીથી ને ઈતબારીથી ચલાવશો, અને એજ હેતુથી તમારે સોગન લેવા પડે છે, અથવા કરાર લખી આપવો પડે છે. તમે કચેરીમાં અથવા દરબારમાં કામ ઉપર બેસો એટલે નાનું. ધરડું તમારી સામે આવી, તે એવી આશા રાખે છે કે તમે ફોકટ હોદ્દાની ધમકી આપનાર નથી, ને નિષ્પક્ષપાતથી ઇનસાફ કરશો. એવા પ્રકારે લોકોનો પુરો ભરોંસો તમારા ઉપર હોય છે તો એવા કામમાં જો તમે ખોટું કરશો તો મોટા પાતકને પાત્ર થશો. રૈયતનું દેવું ઘણું કઠણ છે. તે સાધારણ દેવા પ્રમાણેનું નથી; માટે તેના નિકાલ માટે ઘણુંજ સાવધ રહેવું જોઇએ. જ્યારે ગાડીના સાધનિક ખરાબ ઘોડા અને અકળાએલા બળદીઆ પીઠપર ભાર લઈ ચાલે છે, અને ડોક ઉપર પીડા કરનારી ધુંસરી, અને રાનમાંથી લાકડાંના ભારા લાવનાર મજુર, તડકામાં પાણીથી તૃષા થએલા ચાલતાં જ્યારે જ્યારે નજરે પડે છે, ત્યારે ત્યારે મનમાં ઘણી દયા આવે છે, પરંતુ વિચાર કરી જોતાં એવું લાગે છે કે જો તે હાલ ગરીબીમાં દેખાય છે તો પહેલે જન્મે મોટા ન્યાયાધિશ, મુત્સદ્દી, ઇનસાફદાર વગેરે હોય, અને રૈયતના દેવાનો એમણે યોગ્ય રીતે ફડચો નહીં કર્યો હશે, તેથી આ જન્મે ઇશ્વર એમની પાસેથી એવું સંકટ ભોગવાવેછે એવો વિચાર મનમાં આવશે. માટે તે ગરીબોના દાખલા મનમાં લાવી ઘણીજ બીકથી વર્તવું જોઇએ. ઈશ્વર કોઈપણ માણસને અન્યાયથી ખાવાનું આપતો નથી. એ ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત છે.

કેટલાએક લોક એવું સમજે છે કે સંસાર નીશવંત છે. સંસારના અને રાજ્યના અંતે નર્ક † છે. એમાટે એવાથી બચાવ થવા માટે અને દેહ સાર્થક થવાને સેવા, પુજા, સ્નાનસંધ્યામાં કોઇ કોઇ વખત ઘણા લોક નોકરીની દરકાર વગર ઘણો કાળ ગાળી દે છે; પરંતુ બરોબર વિચાર કરવાથી નીમેલું કામ નિતિથી અને સત્યથી ચલાવ્યું, તો તેમાંજ સેવા, પુજા, સ્નાન સંધ્યાદિક સઘળા નિયમ, ધર્મ આવે છે. સદ્‌ગતિ માટે જુદું સ્નાનસંધ્યા અને તિર્થયાત્રા વગેરે કરવાની જરૂર નથી. ભારતમાં નાના પ્રકારનાં દાનધર્મ ફરમાવ્યાં છે. તેમાં છેવટે એવું ફરમાવ્યું છે કે, અભયદાનની ફળ પ્રાપ્તિ

† એ ખરૂં છે કિંવા ખોટું છે, એ વિશે હું કાંઈ પણ કહેતો નથી.

મોટી છે. માટે એવું અમૂલ્ય દાન કરવાની જેની પાસે સવડ હશે, તેમણે પુણ્યની પ્રાપ્તિ કરવા કરતાં સોંપેલું કામ અવસ્ય કરવું. તમારે કોઇને વિના કારણ બીવડાવવો નહીં. એવું કરો કે ફેમત ન્યાયાધિશથી નહીં, પણ ન્યાયથી બીએ.

ખરાબ કર્મ પ્રસિદ્ધ થયા વગર રહેતું નથી, અને આ લોકમાં કદી ન થયું તો ઇશ્વર સર્વેનો ઝાડો લેશે. આ લોકમાં જો ઇશ્વર પાપની સજા કરવાને પ્રગટ થશે નહીં, તો તેનો બદલો કદી પણ ચૂકનાર નથી. માણસની નજર ચૂકવવામાં ફળ શું? ચૂકવશો તો બમણા પાતકને પાત્ર થશો. જે કામ તમે સ્વિકાર્યું છે તેની ઉતાવળ કરી પૂજા અર્ચા કરવા લાગ્યાથી તેનું ફળ કદી થનાર નથી. ઇશ્વરને સંતુષ્ટ કરવો હશે તો જે કામ આપણે હાથમાં લીધેલું છે, તે સત્યથી, અને એક નિષ્ઠાથી ચલાવવું. તેમાંજ સઘળી સ્નાન, સંધ્યા, પૂજા, સેવા, યાત્રા આવી ગઇ. પેશ્વાના દરબારમાં પ્રસિદ્ધ રામશાસ્ત્રીએ પ્રથમ માધવરાવ પેશ્વાને તેમનું સ્નાન સંધ્યા તરફ મન ઘણો વખત ગાળવામાં વળેલું હોવાથી કરેલો સખત ઉપદેશ જગ પ્રસિદ્ધ છેજ.

કેટલાક પ્રકાર એવા છે કે, અમારો પગાર થોડો, કુટુંબ મોહોટું. ભાઈબંધ, સ્ત્રીઓ ને છોકરાંનો નિર્વાહ ચાલવો જોઇએ. માટે થોડો અન્યાય કર્યો એટલે શું થયું એવું કોઈ કહેશે તો તે પણ બરોબર નથી; કારણ કુટુંબની ઉપજીવિકા માટે લાંચ ખાધી, તો નોકરી જશે અને સજા ભોગવવી પડશે, અને મરી ગયા બાદ, પાતક જેનું તેને ભોગવવું પડશે. વાલ્મિક ૠષિએ પોતાના કુટુંબમાંના દરેક માણસને ચોરીના પાતક વિભાગી થશો કે? એવું પુછ્યું હતું, તેના ઉત્તરો તેમણે આપેલા વાલ્મિક રામાયણમાં પ્રસિદ્ધ છે.

લાંચ ખાવાથી અન્યાય ખરો; પરંતુ કેટલાએકને એવું લાગે છે કે, ખરા પક્ષ તરફથી પૈસો ખાધો તો તેથી ઘણો ખરો અન્યાય થતો નથી, પરંતુ એ પણ બરાબર નથી; કારણ પૈસો કોઇ ફોકટ આપતું નથી. એવા વિચાર કરો કે, જો તમને કામ નહીં હશે તો તમારે ઘેર કોઈ પૈસો લેઈ આવે છે કે? તમારે તેના તરફનું કામ કરવું અને સામા પક્ષને બૂરાડવો એ આશાથી, તે પૈસો આપતો હોય છે. તો તમે યજમાન પાસેથી કિંવા સરકાર પાસેથી નીમેલા આયપદ સિવાય બીજી રીતેથી જે પૈસો લેશો તે સઘળું લાંચ થાય છે.

પહેલાં ન્યાયાધિશનું કામ મળ્યું, એટલે કામનો સંકલ્પ હોય છે કે, હું પક્ષપાત કરનાર નથી, અને લાંચ ખાનાર નથી; પરંતુ ગામના લુચ્ચા લોક ધીમે ધીમે મિત્રાઇ કરી. કોઈપણ રીતે મન વળાવવા માટે યત્ન કરે છે, અને દોસ્તી થઇ એટલે પોતાની મતલબ સહેજ રીતે સાધી લે છે, માટે એવા પ્રકારના લોકને આપણે ઘેર ન આવવા દેવા વિશે, અને તેમની સાથે સ્નેહભાવ કમી કરવા વિશે ઘણી નજર રાખવી જોઇએ. લાંચ આપનારા મોંઢા ઉપર સારૂં બોલે છે, પરંતુ ઉમરા બાહેર ગયા બાદ નિંદા કરતા જતા હોય છે.

જેવી સોનાની અને જવેરાતની કિંમત ડાઘ લાગવાથી ઉતરી જાય છે,

તે[illegible] વિદ્વાન ન્યાયાધિશની યોગ્યતા પક્ષપાતી અને લાંચ ખાવાના આચરણથી ઘણી કમી થાય છે; માટે ઘણા સાવધ રહેવું જોઈએ. જેવી ઓરત તોછડા સ્વભાવની અને કંકાસીઅણ ને મરજી પ્રમાણે ન ચાલનારી હોય તો ચાલે, પરંતુ વ્યભિચારણી હોય, તો પરવડતી નથી; તે પ્રમાણે ન્યાયાધિશ એકાંતની મંડળીમાં મળીને નહીં ચાલનારો, પ્રસંગે ઈનસાફના કામમાં કમી ધૈર્યતાવાળો હોય તો પરવડશે; પરંતુ સારૂં બોલી પૈસો ખાનાર, લોકોને કદીપણ પરવડતો નથી.

એક દુષ્ટ માણસે નિરપરાધી માણસ ઉપર ખોટી ફરિયાદ કરી, અને તેને સજા થવી, એવી ન્યાયાધિશને મૂઠ ચાંપી, તો તે ગરીબ માણસને શિક્ષા ભોગવવી પડનાર કે નહીં? અને એવા અન્યાયના આચરણથી એની સ્ત્રી, છોકરાં અને સઘળા કુટુંબને જે હેવાલ ભોગવવા પડશે તેનું પાતક કહોને લાગશે? એવી કારકીર્દીને મોગલાઇ કહે છે. મોગલાઇ આવી, કે ન્યાય નાસી જાય છે, એ સ્પષ્ટજ છે. એવું મનમાં થયું એટલે પ્રજા ભાગે છે, રૈયત દુઃખી થાય છે, અને સત્યનો પાયો બૂડી જાય છે, ને સત્યાનાશ વળે છે.

અપરાધીને સજા ન થતાં છૂટ્યો, તો કદાચિત ચાલે, પરંતુ એકાદ ગરીબ માણસને લાંચ ખાઈ સજા કરવી, એ કૃત્ય ઘણું ભયંકર છે. વખતે લુંટારૂ માણસની ભેટ થઇ તો ચાલશે, પરંતુ એવા કૃતઘ્ની માણસની કદી ભેટ થઇ તો ચાલશે નહીં. તેના આચરણ શરીર ઉપરનાં રૂવાંટાં ઉભાં કરનાર હોય છે! લૂટારૂ દ્રવ્ય હરણ કરવાના ઈરાદાથી રાનમાં એકાન્તે અને છાની રીતે બીજાનો નાશ કરે છે; પરંતુ એ પક્ષપાતી ન્યાયાધિશ છાનોમાનો બેસી હસતો, બોલતો, દરબારમાં ભર દિવસે બીજાનાં ગળાં રેંશી કાપે છે.

ઘણો વખત ગાળી વિદ્યા સંપાદન કરી, પણ શરીરમાં જો સત્ય નથી, તો તે વિદ્યા કાંઇ ખપની નથી. એવા પ્રકારે વિદ્યા શિખેલો માણસ જમણવારમાં જમવા ગયેલો જેવો ભૂખ્યો આવે છે, તેવું થાય છે. વિદ્યા શિખ્યાનું ફળ એજ કે અંગે સદ્‌ગુણ આવી, ઈશ્વરની ઓળખ થવી. વિદ્યા કમી હોય તો ચાલે; પરંતુ પોતાનાં સદાચરણ અવસ્ય જોઇએ. જ્ઞાન શિખી જો ખરાબ આચરણ થશે તો, તે કરતાં અજ્ઞાની રહેવું ઘણું સારૂં છે.

પૈસો મળવા લાગ્યો એટલે ખર્ચ વધે છે. ને ખર્ચ વધ્યો ને આયપદ નિયમિત રહ્યું એટલે માણસ અન્યાયથી ધીમે ધીમે દ્રવ્ય મેળવવાને પ્રવૃત થાય છે. માટે આપણી પ્રાપ્તી પ્રમાણેજ ખર્ચ પણ વાસ્તવિક રાખવું, કે જેણે કરી આપણને કોઇ પણ દિવસ અડચણ પડે નહીં.

લાંચ આપનારા કોઈ કોઈ વખત એવું પણ બોલે છે કે, સાહેબ અમે ખુશીથી પૈસો આપીએ છૈએ તે વિશે આપ કશું મનમાં લાવશો નહીં. એ વિશેની કોઇ પણ ઠેકાણે ફુટફાટ થનાર નથી. એ બોલવું ફકત મોડા ઉપલુંજ હોય છે. જેવો રાનમાં ચોરના હાથમાં આવેલો પ્રવાસી પોતાનો છૂટકો થવા માટે પોતાની જણસભાવ અને વસ્ત્ર પૈસો પોતાને હાથેજ પોતે કાઢી

ચોરને હવાલે કરે છે. તેવોજ આ પ્રકાર છે. કોઇપણ ખુશીથી પૈસો બદ નજર સિવાય આપનાર નથી, એ પકું ધ્યાનમાં રાખવું.

કેટલાકને એવું લાગે છે કે. પૈસાવાળા લોક મૂર્ખ હોય છે. તેમને પૈસાની તમા હોતી નથી. માટે તેમની પાસેથી સો બસો રૂપીઆ ખાધા. તેથી શું થયું, તેથી તેનું શું ઉણું થનાર છે? પરંતુ બીજો કેટલો એ મુર્ખ હોય તોપણ તેનું દ્રવ્ય હરી લેવા કોઇને અધિકાર નથી; માટે જો શ્રીમંત લોકો સાથે તમારો સહવાસ હોય તો તમારી સારી અને નિશ્ચયની વર્તણુંકથી અને સદુપદેશથી તેમને સારે માર્ગે લગાડો. પરંતુ અજ્ઞાન છે. તેથી તેમના દ્રવ્યના અભિલાષ કરવાની ઈચ્છા બીલકુલ રાખશો નહીં. જો તે પ્રકારે તમે શ્રીમંત સાથે નિર્લોભથી વર્તશો તો તમારૂં વજન તેમની પાસે વધતું જશે; અને એણે કરીને તમારૂં સન્માન વધશે.

અધિકાર એ પહોરના છાંયડા પ્રમાણે છે, માટે તે ભોગવતાં ઘણુંજ સાવધ રહી વર્તવું જોઇએ. અર્જદાર અને ખુશામતીઆ લોકોની પરીક્ષા કરવા વિશે હુશીઆરી રાખવી જોઇએ. ડોળ માટે શીપાઈ પ્યાદલને નકામા પોતાના ઘોડા આગળ નસાડવાં નહીં. જરૂર જેટલાં માણસને રોકવાં, અને તે માણસ પ્રાણી છે એવું વારંવાર મનમાં રાખવું જોઈએ. કેટલાંક રાજ્યોમાં મશાલચી, ચપરાસી, ને ઘોડા આગળ નસાડતા વારંવાર નજરે જોવાય છે. મુંબાઈમાં અને એવાજ પ્રકારનાં બીજા મોટાં મોટાં શેહેરમાં જનાવરને નિર્દયતાથી દોડાવે, તો તેને સજા થાય છે. એ નિયમ કેટલાંક રાજ્યોને લાગુ થવા જોગ છે, ને લાગુ છે એમ માનીએ તો કેટલા હોદ્દેદાર એ સજાને પાત્ર થશે એ વિચાર કરી શકાતો નથી. પરંતુ જો તે બદનૈયતથી છૂટયા તો પરલોકમાં કદી છૂટનાર નથી.

રોજગારી છો માટે જ્યાદે સુખ વધારવું નહીં, કારણ રોજગાર કમળના પાંદડા ઉપરના પાણીના બિન્દુ પ્રમાણે છે. તે ગયા પછી વખતે વધારે ટેવ પડી એટલે તે છૂટવાને ઘણો વખત લાગે છે, અને પછી આગળ પાછળ શીપાઇઓ સિવાય ફરવાની લાજ લાગેછે; માટે એવી ટેવ રાખો કે રોજગાર છોડયા પછી પણ હરકત પડે નહીં.

લાંચ ખાનારને અને ખરાબ કામ કરનારને સુખ નથી. તેમને દિવસે બીક અને રાત્રે ધાસ્તી હોય છે. સવારમાં ઉઠયા કે તેને થાય છે કે આજ કોઈ મારી આબરૂ લેનાર તો નથી. ને મારૂં છાનું પાપ કોઈને માલૂમ પડયું તો નહીં હશે? એમ હમેશ થાય છે. તેને સુખે ઉંઘ આવતી નથી. આ લોકમાં અવસ્થા જ્યારે આવી, ત્યારે પરલોકમાં તે સુખી ક્યાંથી થનાર?

શરીરમાંથી શક્તિ વગેરે ગઈ, ઈંદ્રિઓ નબળી થઇ, અને પરલોકની દહેશત દેખાવા લાગી એટલે પરતંત્રતાના પ્રતિકુળમાં જે સુકૃત્યો કર્યાં હશે, તે ફકત સાથ થશે. તે વખતે કુટુંબના માણસો અને સઘળા ઐહિક સુખના

પદાર્થ તદન તુચ્છ ભાસે છે. એવા ભયંકર વખતે સત્ય રસ્તાથી ચાલ્યા હશે, કોઇનો અપકાર કર્યો નહીં હશે, ઘાતપાત અને કોઇને અન્યાયથી કેદમાં નાખ્યા નહીં હશે તો ચિત્તની શાન્તિ રહી આ લોકમાં અને પરલોકમાં સુખ પેદા થશે. કારણ સત્ય એ બંને લોકમાં માન્યતાનું મુખ્ય સાધન છે. સત્કીર્ત્તિ કોઇ ચોરતું નથી. તે ઘણા દિવસ રહે છે, અને પરલોકમાં સુખી થવામાં મોટી મદદ કરે છે. સત્ય એ શ્રીમંતને ભૂષણદાયક અને ગરીબને સાહ્ય કરતા છે. સતકીર્ત્તિ એ પોતાથીજ પ્રાપ્ત થાય છે. તે વખતે એવી સાશ્વત પ્રાપ્તી નાખી દેઇ. નાશવંત પ્રાપ્તી ભૂલવી એ સરખું બીજું અજ્ઞાન નથી.

તમને એક નિર્લોભી ન્યાયાધિશની વાત કહી, હું મારી લેખણ અટકાવું છું. અમદાવાદમાં થોડા વર્ષ પહેલાં એક ન્યાયાધિશ થઈ ગયો. તે ત્યાંની કોરટોનો પ્રીન્સિપલ સદરઅમીન હતો. તેના આગળ વારસાનાં સરટીફીકેટો મેળવવાની એક ફરીઆદ આવી હતી. જે ઇસ્ટેટ માટે એ દાવો હતો તેની કિમત છ લાખ રૂપૈયાની હતી. જે ખરો વારસ હતો તે તદન દરીદ્રી છતાં અજ્ઞાન હતો. પરંતુ વિરૂદ્ધ પક્ષકાર સધન છતાં હુશીયાર હતો. એ હુંશીયાર પક્ષકારે પોતાની તરફેણમાં ઈનસાફ થવા માટે ન્યાયાધિશ સાથે સ્નેહ જોડી એક દિવસે એક લાખ રૂપૈયા આપને આપું છું, માટે મારી તર્ફેણમાં ઇનસાફ કરો એવી વાત કાઢી; પણ એ ન્યાયાધિશ કબૂલ થયા નહીં. ત્યારે લાંચ આપનારાએ સમજાવી કહ્યું કે તમે જીવતા સુધી જો કદાપિ ચાકરી કરશો તોપણ એટલો પૈસો તમને એકદમ કદી મળનાર નથી, માટે આ આવેલો ઉત્તમ વખત જવા દેવો નહીં. કારણ વિચાર કરો કે પેન્શનનાં વર્ષો પુરાં થયા બાદ નિદાન (૨૫૦) અઢીસે રૂપીઆ પેન્શન મળશે અને તે તમારી હયાતી સુધી માત્ર ચાલશે; અને મારી પાસેથી મળનાર એક લાખ રૂપૈઆ સેવીંગ બેંકમાં રાખ્યા તો, વંશ પરંપરા દરમાસે મોટી રકમ મળતી જશે, માટે આપે કાંઈપણ હરકત મનમાં ન લાવતાં મારૂ કહેવું કબૂલ કરવું. પરંતુ એટલું કહ્યાથી તે નિસ્પૃહી સજ્જન કબૂલ થયા નહીં. છેવટે તે લાંચ આપનારે ન્યાયાધિશને ચોખ્ખું કહ્યું કે એટલી મોટી રકમ લાંચ આપનાર આપની હયાતીમાં આપને કોઈ મળ્યો નહીં હશે અને મળનાર નથી. માટે હું આપને કહું છું કે ના કહેવાના પહેલાં એ વાતનો આપ પૂરતો વિચાર કરો. તે નિર્લોભી ન્યાયાધિશે ગંભીરપણાથી એવો ઉત્તર કર્યો કે "તમારા પ્રમાણેજ હું તમને ખાત્રીથી કહું છું કે એટલી મોટી રકમની લાંચ મારે ન જોઈએ એવું કહેનારા પણ ઘણુંકરી તમને મારા સરખા મળનાર નથી." માટે આપે આપની રકમ લઇ ઘેર જવું. છેવટ તે નાઉમેદ થઈ મુંગો ચાલતો થયો.

લાર્ડ કલીવે ઉમીચંદ શેઠને લાંચ આપવાની ખટપટ કરી કાર્ય સાધી લીધું તેની પાર્લામેન્ટમાં કેવી દુર્દશા થઈ, એ પ્રસિદ્ધ છે.

જે રાત્રે ઘરમાં પેસે છે, કિંવા જંગલમાં બળાત્કારે લૂટેછે તેને સઘળા લોક ચોર કહેછે; પરંતુ માલીકનું ધન હરણ કરનારો, કિંવા જે પોતાના પોષણ કરનારનું ધન હરણ કરનારો, કિંવા જમે ખરચમાં લુચ્ચાઈથી ફેરફાર કરનારો, તેને લોક ચોર પ્રમાણે ગણતા નથી, એ નવાઇ સરખો આશ્ચર્યકારક અને દુઃખદાયક વાત છે.



# અંક ૭ મો.

## * શરીર સંપત્તિ.

પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ પેટે દીકરા;
ત્રીજું સુખ સુકુળની નાર, ચોથું સુખ કોઠીએ જાર.

સંસારમાં ગણાતાં ચાર મુખ્ય સુખની અંદર પહેલું સુખ શરીરની આરોગ્યતાને ગણ્યું છે. અને તે વાજબી છે; કેમકે માણસનું શરીર સારું ન હોય તો બાકીનાં સુખ તેને કામનાં નથી. મંદવાડમાં રમુજી તમાશા આંખને ગમતા નથી, શુભ લગ્નમાં થતા વાજાં વગેરેના નાદ માંદગી વખતે કાનને કડવા લાગે છે, અને ભાત ભાતનાં સ્વાદિષ્ટ પકવાન જોઈ બિમારીમાં મોં બગાડવું પડે છે. મતલબ કે સઘળાં સુખ દેહની પાછળ છે. શરીરની સુખાકારી હોય તોજ સઘળા પદાર્થ સુખદાયક થઈ પડે છે.

૨. આવું છે, તો પણ શરીરની આરોગ્યતા જાળવવા પાછળ આપણે કેટલી થોડી મહેનત લઈએ છીએ? શરીર સારૂં ને મજબુત થવા પર આપણું કેટલું થોડું લક્ષ હોય છે! જગતમાં સર્વ ઠેકાણે મનને કેળવી મોટું ને મજબુત કરનારને માન મળે છે, પણ તનને કેળવીને કોઇ મોટું ને મજબુત કરે, તો તેને લોક વખાણતા નથી. અરે, પણ કેટલીકવાર તો તેની નિંદા થાય છે. લોક કહેશે, કે ફલાણાએ જુઓને ખાઇ ખાઇને જાત વધારી છે. વકરીને મોટા પાડા જેવો કે ગેંડા જેવો થયો છે. જાડાં શરીરવાળાને પાડો, ભેંસ, મતીરો એવાં નિંદાયુક્ત વિશેષણ મળે છે. કોઇ અખાડામાં જઇ તાલમ લેતો હોય, તો લોક તેની મજાક કરે, ઘેર દંડ પીલે કે મગદળ ફેરવે તો લોક હસે, અને બીજી હરેક રીતે જે જાતનાં જતન કરતું હોય, તેના વિષે લોક વાંકું બોલે.

૩. મનની જેમ વધારે કેળવણી લે તેમ માણસ વધારે વખણાય છે. જે માણસ અહોરાત અભ્યાસ કરે ને શરીરને જેમ વધારે ઘસવી નાંખે, તેમ તે વધારે સ્તુતિને પાત્ર થાય છે. જેમ અતિ શ્રમ કરી માણસ વધારે જ્ઞાન મેળવે, એટલે મનને મોટું કરે, તેમ તેની વધારે કીર્તિ થાય. પણ મનને તનની સાથે કેટલો સંબંધ છે, અને તન ખરાબ થયે મન કેટલું ન-

"* લખનાર હરગોવન દવારકાંદાસ કાંટાવાળા."

બળું થાય છે, તેનો લોક થોડોજ વિચાર કરે છે. શરીર છેક ઝાંખું થયા પછી વિદ્યાને તે વડે મેળવેલા પદાર્થો શા કામમાં આવશે? શાસ્ત્રમાં દેહરખો ધર્મ કહ્યો છે, એટલે ધર્મ પણ દેહ સાચવીને કરવો. એમ કહ્યું છે, તો બીજી બધી બાબતો પણ શરીર પાછળજ છે, એમ સૌએ સમજવું જોઇએ; તેને બદલે લોકમાં ઉલટી સમજ ફેલાતી જાય છે, અને તેથી પરિણામ ઘણાં ખરાબ થાય છે. તે વિષે દરેક જણે સારી પેઠે વિચારવું અવશ્ય છે. મન કરતાં તનની કેળવણી ઉપર આખી પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે થોડું લક્ષ અપાય છે, અને આપણે તેમાં સૌથી ઉતરતા છાંએ, એમ કહીએ તો ચાલે. અલબત મનની કેળવણી સંસારમાં વધારે ઉપયોગી છે, તે વડે વધારે કમાઇ શકાય છે. તેથી આપણે સંસારમાં વધારે કામના થઇએ છીએ. તેણે કરીને વિદ્યા ને જ્ઞાન મળે છે, અને તેથીજ માણસ ધર્મકર્માદિ કામમાં બીજા પ્રાણીઓ કરતાં શ્રેષ્ટતા મેળવી શકે છે; તોપણ તનની કેળવણી છેક નિરૂપયોગી છે, કે તેનાપર ઘણું થોડું લક્ષ આપવાનું છે, એમ કોઈએ જાણવું ન જોઈએ; કારણ કે મનની કેળવણીનો મોટો આધાર એના ઉપર છે. એની સાહ્યતા વગર એકલા મનબળ વડે આપણે કાંઈ કમાઈ શકીશું, કે લોકોને કામના થઇ શકીશું, કે કીર્ત્તિ મેળવી શકીશું, કે ધર્મ કર્માદિ કરીશું, એમ સમજવું નહીં. દરેક ક્રિયા જે મનના હુકમથી કરવામાં આવે છે, તે શરીરની ઈંદ્રીઓદ્વારાએજ થાય છે; માટે જો ઈંદ્રીયો નકામી થઈ; તો મન પણ નકામુંજ થઇ રહેશે. પુસ્તક વાંચવાની તમારી ઘણીએ મરજી હશે, પણ જો આંખે અંધાપો આવ્યો. તો તે થઈ શકનાર નહીં. ગ્રંથો લખવાની તમારી ઈચ્છા હોય. પણ પુરૂં બેસીએ ન શકાય એવી તમારા શરીરની સ્થિતિ હોય, હાથ કમર આદિ અવયવો ફાટતા હોય, આંખો દુઃખવા આવી હોય, કે પેટમાંથી શૂળ નીકળતાં હોય. તો તમે શી રીતે લખી શકવાના? એ માટે મનની કેળવણીપર જેમ ધ્યાન આપવું ઘટે છે, તેમ તનની કેળવણી ઉપર પણ લક્ષ આપવું ઘટે છે.

૪. બહુ કરીને વિદ્યા ભણનારા શાસ્ત્રીઓ, શોધકો વગેરે જેમને મનની સાથે વધારે માથાફોડ કરવાની છે, તેઓ સર્વ ઠેકાણે અને સર્વ કામમાં શરીર ઉપર થોડુંજ લક્ષ આપતા જણાયા છે, પણ કહ્યું છે, કે "અતિશે નહીં બોલણા ને અતિશે નહીં ચૂપ, અતિશે નહીં વરસણા ને અતિશે નહીં ધૂપ." અતિશે સર્વ વરજવું જોઇએ. માણસ કહ્યું, એટલે એમાં તેનું મન અને તન બંને આવે છે. મન અને તનને કોઇ રીતે આપણે છૂટા પાડી શકતા નથી, એટલુંજ નહીં, પણ એકની બાબતમાં તરફદારી કરવા જતાં જેમ બીજાને નુકશાન થાય, તેમ તેથી બંનેને નુકશાન થાય, એવો તે બેની વચ્ચે સંબંધ રહેલો છે. શરીરના દુઃખ વડે મનને બળાપો થાય છે, અને શરીર આરોગ્ય હોય તો મન પ્રફુલ રહે છે, એ આપણે જાણીએ છીએ. એ-

શેર શેર લોહી ચડે છે એ પણ આપણા જાણવામાં છે માટે શરીરને સાચવવામાં જે સાવચેતી રાખતો નથી, તે પોતાના મનને પણ અંતે ખરાબ કરેછે, અથવા બંનેનો અંત તે જલદી આણે છે, એમ સમજવું.

૫. શરીરની સંપત્તિ વિના પૈસાની સંપત્તિ કાંઇ કામની નથી. નાણાનો મોટો ઉપયોગ શરીરવડે થાય છે, માટે શરીર સારૂં ન હોય. તો નાણાના ગંજ કાંઈ કામમાં આવતા નથી. વિદ્યાની સંપત્તિ પણ શરીર સંપતિ પાખે રૂચીકર થનાર નથી. માટે માણસે શરીર સંપત્તિને મેળવવાને જાળવી રાખવા હમેશ મહેનત કરવી જોઈએ.

૬. શરીરની આરોગ્યતા કેમ જળવાય, એવો સવાલ ઘણા પૂછશે; કેમકે સૌને પોતાનું શરીર વહાલું હોય છે; પણ તેઓ બીજી બાબતમાં વધારે ગુંથાવાથી શરીર તરફ ઘણું લક્ષ આપતા નથી. સેહેજ ઉપાયે થોડા વખતમાં ને થોડે શ્રમે જો શરીર આરોગ્ય રહી શકે, તો સૌ તે પ્રમાણે કરે, આપણે અહીં પેહેલાં કરતાં હાલ લોક વધારે નબળા થતા ચાલ્યા છે. અને તેઓને રોગની પીડા વધી છે, હાલમાં વૈદ દાકતરોનો કેટલો ખપ વધી પડયો છે, એ ઉપરથીજ દેશની સઘળી આરોગ્યતા વિષે આપણે સેહેજ અટકળ બાંધી શકીએ. શરીરે પીડાતા વિદ્યાર્થીઓ કે વિદ્વાનો પોતાનું શરીર આરોગ્ય કરવા આમથી તેમ ફાંફાં મારે છે, એક વૈદને છોડે ને બીજાને ઝાલે. વૈદથી ન ફાવ્યું તો ગાંધીને ત્યાં. ત્યાં ન ફાવ્યું તો હકીમ પાસે, અને ત્યાં પણ ન ફાવ્યું તો દાકતરોને ત્યાં ટીચાયા કરે છે, ડોશીઓની સલાહ લેછે, ને હજામોનાં મત પૂછે છે, ઓલી દવા મૂકી દે છે. ને પેલી દવા પસંદ કરે છે. એવા લોકોને આરોગ્યતા જાળવવાની કોઇ સેહેલી કળા બતાવી દે તો તેઓ વહાલામાં વહાલી ચીજ બક્ષિસ કરવા ઉભા થાય એમાં શક નથી, પણ એવી કળા તો હવે કોઇ બીજો ધનવંતરી પેદા થાય ત્યારે મળે.

૭. ત્યારે શરીરની આરોગ્યતા શી રીતે જાળવવી? રોગ વગરની સ્થિતિને આપણે આરોગ્યતા કહીયે છીએ, માટે જેમણે હાથે કરીને રોગ આણ્યા, ને રાંડયા પછી ડહાપણ આવ્યું, તેમને એ સ્થિતિ સેહેલાઇથી તો નજ પ્રાપ્ત થાય. વૈદક શાસ્ત્રનો મોટો સિદ્ધાંત એ કે રોગ આણીને તેને મટાડવાને ઓસડ કરવાં, તે કરતાં રોગ આવેજ નહીં, એવા ઉપાય અગાઉથી લેવા. ઓસડ તો થીંગળાં માત્ર છે; એ વડે શરીરની સંપત્તિ પ્રાપ્ત થશે એમ સમજવું નહીં. ઓસડના ટેકાથી રોગ જાય, પણ તેથીજ શરીર આરોગ્ય રહે એમ ન સમજવું; કારણ રોગ પછી શરીર સારૂં કરવાને, અને રોગના હુમલાથી બચવાને યોગ્ય કરવા સારૂં બીજા ઉપાયોની જરૂર પડે છે. વળી ઓસડે એકવાર કદાચ રોગ કાઢયો, પણ જ્યાં સુધી રોગનું ઉત્પત્તિ સ્થાન નાશ પામ્યું નથી, ત્યાં સુધી એ રોગ ફરીને પીડયા વગર કેમ રહેશે? ધારો કે વાંચવાથી તમારી આંખને નુકશાન થઇ તેજ ઘટે છે. ઘટેલું તેજ પાછું લાવવા તમે દવા કરો છો, ને તેથી આંખ હતી તેવી થાય છે; પરંતુ પછીથી જો તમે

વાંચવા માંડશો, તો વળી તે આંખ ખરાબ થવાની; માટે જેવડે રોગની ઉત્પત્તિ થવાની હોય, તે સાધનનો ઉપયોગ કરવો દુરસ્ત નથી.

૮. ઉપરના દાખલા થકી કોઇને એવી શંકા પડશે કે જો વાંચવાથી આંખને નુકશાન થતું હોય, તો શું તેણે વાંચવુંજ નહીં. વાંચે નહીં તો તે ભણે શું? જો વાંચવાથી આંખને નુકશાન થઇ અંતે અંધાપો આવવાનો હોય, તો હું કહું છું કે તમારે વાંચવુંજ નહીં. કારણ આંધળા થયા પછી સમૂળગું વાંચવાનું બંધ થશે. વાંચેલાનો યથા ઉપયોગ થઇ શકશે નહીં, અને અંધાપાનું મોટું દુઃખ જીંદગી પર્યંત વેઠવું પડશે. વખતે થોડું વાંચવાથી અડચણ પડે નહીં એવું હોય, તો થોડું વાંચવું– વધારેની લલુતા ન રાખવી, ચશ્માં ઘાલીને આંખને દરદ થયા વગર વાંચી શકાતું હોયતો તેમ કરવું, અગર એકવાર લાંબી મુદત સુધી ઓસડવેસડ કરીને તથા વાંચવું બંધ રાખીને આંખને સારી પેઠે મજબૂત કર્યા પછી વધારે વાંચવાથી પણ અડચણ પડે નહીં એમ બનતું હોય, તો તેવા ઉપાય લેવા. મતલબ કે હરેક ઉપાયે શરીરના અંગોનું રક્ષણ કરવું, અને જેવડે તેમને નુકશાન થાય તે ન કરવું.

૯. મનની દરેક શક્તિને જેમ હદથી વધારે બોજો આપવા જતાં તે ખરાબ થઈ જાય છે તેમ તનની શક્તિઓનું પણ સમજવું. જો યાદદાસ્ત શક્તિને હદ ઉપરાંત ગોખ્યાથી અસહ્ય બોજો મળ્યો, તો તે ઉલટી ઘસાઈને બુઠ્ઠી થઇ જાય છે, ને પછી ગોખેલું પણ યાદ રહેતું નથી. એજ રીતે કોઇ પણ ઇંદ્રી કે અવયવને માથે હદ ઉપરાંત બોજો પડે, તો તેને નુકશાન થયા વગર ન રહે. પગમાં ચાર ગાઉ ચાલવાની સત્તા ન હોય, ને દશ ગાઉ જઈએ, તો જરૂર માંદા પડીએ. હદ ઉપરાંત ખાઈએ, તો જઠરાગ્નિ તેને પીલી શકે નહીં, એટલે તે સંચો બગડે ને શરીરમાં રોગ પેસે.

૧૦. જેમ હદ ઉપરાંત મહેનતથી નુકશાન છે તેમ બીલકુલ મહેનત વગર પણ નુકશાનજ છે. શરીરનો સંચો પડયો પડયો કટાઈને ખરાબ થઈ જાય છે. સંચાને જેમ વાપર્યાથી તે ચળકતો ને સારો રહે છે, તેમ શરીરનું પણ સમજવું. આળસવડે તન અને મન બંને બગડે છે. ઈશ્વરે આપણું શરીર એવું ઘડયું છે કે તે કસાયા વગર સારૂં રહે નહીં. સૃષ્ટિની રચના પણ તેણે એવી કરી રાખી છે કે દરેક પ્રાણીને મહેનત કર્યા વગર ચાલે નહીં. માટે જેઓ મહેનત કરતા નથી, તેઓ જેમ પોતાના કુટુંબ કબીલાનો નિર્વાહ ચલાવવાને અશક્ત રહેછે, તેમ તે પોતાના શરીરને પણ ખરાબ કરે છે.

૧૧. અમેરિકાના જંગલી ઈંડિયનોમાં એવી કહેવત ચાલે છે, કે "દોડવા કરતાં ચાલવું સારૂં, ચાલવા કરતાં ઉભા રહેવું સારૂં, ઉભા રહેવા કરતાં બેસવું ભલું, અને બેસવા કરતાં સુઈ રહેવું સારૂ". હાલ આપણને આ કહેવત લાગુ પડતી ચાલી છે. જો ચાકર નોકર હોય તો તરખલું પણ તોડવાની આપણે દરકાર ન કરીએ. ખુરસી ઉપર કે ગાદી તકીએ પડયા

પડયા તડાકા મારવાનું કે એદીની પેઠે ઉંઘ્યા કરવાનું આપણને વધારે મન થાય. બેઠાં બેઠાં ગમતું નથી, એમ સૌ કોઈ કહે છે, તોપણ હાથ પગ ભાગી બેસી રહેવાનું મોટા લોકોને વધારે ગમે છે. ભાત દાળ ખાઇને પડી રહેનારા શ્રીમંતોનાં શરીર વાયે ફુલી જાય છે, ને પેટ વધીને આગળ દૂંદ નીકળી આવે છે. તેઓને ચાર ડગલાં ચાલવું હોય, તો ફેંફેં થઈ જાય. તેમના ઘરની બાઈડીઓ ઘરમાં ગોંધાઇ રહેવાથી ખુલ્લી હવા પામ્યા વગર ને કામકાજ વગર પીળી દેડકા જેવી નિર્માલ્ય દેખાય છે. તેને ઊઠતી વખતે ઢીંચણે હાથ દેવા પડે, ને ઉભી રહે ત્યારે કેડે હાથ દેવો કે પાછળ ટેકો રાખવો પડે. આ સૌ આળસનું પરિણામ છે.

૧૨. શ્રીમંતો એમ કહેશે કે શું અમે હલકા લોકની પેઠે મહેનત મજૂરી કરીએ? એમ કરવાની અમને જરૂર નથી, અને એથી અમારી આબરૂ ઘટે. વાત ખરી છે કે મજૂરના જેવું હલકું કામ કરવાથી મોટા લોકની આબરૂ ઘટે; પણ શરીરની સુખાકારી માટે જેટલું કરવાની જરૂર છે, તેટલું તો હરેક સ્થિતિના માણસે કરવુંજ જોઇએ. બુટ મોજા કાઢવા માટે, કે ટેબલપરથી-કાગળની છબતરી હેઠે પડી ગઇ તે લઇને આપવા માટે બહારથી ચાકરને બોલાવવો; તેના કરતાં તે જાતેજ એવાં એવાં કામ કરવાની તસ્દી લે, તો શું તેમાં તે નીચા બાપના થઈ જાય? શ્રીમંત સ્ત્રીઓ ચાકર રાખીને પછી તેમના પર દેખરેખ રાખવાનું, તેમને ન આવડતું હોય તે બતાવવાનું. શીવવા ભરવાનું, કે વખતે તેમને સહેજ મદદ દાખલ કામ કરે તો તેમાં કાંઈ હિનપસ્તી આવતી નથી. ઘરનું કામ કાજ કરવામાં નાનમ સમજવી એ ચૂક ભરેલું છે. લોકોને મોટાઈનું ડોળ દેખાડવા સારૂ ગમે તો જોઈએ તે કરતાં વધારે ચાકર રાખો, પણ શરીરને કસરત મળે એવું કામ તમે જરૂર કરો. જેઓ ચાલીને બહાર જઈ ન શકતા હોય તેમણે ગાડીમાં કે ઘોડાપર રોજ બહાર જવું. ઘોડાને ખૂબ રપેટી આપ્યાથી પુષ્કળ કસરત થઇ રહેશે. ગાડીમાં બેસીને જાઓ, તો સીમમાં ગયા પછી ચલાય એટલું ચાલો. ત્યાં તમને કોઇ જોનાર કે નિંદા કરનાર ક્વચિતજ મળશે, અને કદી કોઈ મળ્યું તોપણ શું? એમાં તમે થોડુંજ ખોટું કામ કરો છો કે તમારે નિંદાથી ડરવું જોઇએ. ચાલવા જેવી સારી કસરત બીજી એકે નથી. ખાધા પછી થોડામાં થોડાં સો ડગલાં ફર્યા વગર બેસવું નહીં એવું આપણા ઘરનું વૈદકશાસ્ત્ર અસલથી ચાલ્યું આવે છે, પણ તેના પર ઊછરતી પ્રજા લક્ષ આપતી નથી એ બહુ ખોટું છે. ખાધા પછી સૂઈ જવું કે પેટમાં પગ ઘાલીને બેસી રહેવું એ શરીરને નુકશાન કરનારૂં છે. "ખાઈને સૂઇ જવું ને મારીને નાસી જવું," એવી બાઇલી કહેવત આપણો દેશ અધમ થવા માંડયા પછીથી પડેલી છે. કાંઈ કરવાનું ન હોય કે ખોટી મોટાઇના માર્યા કાંઈ કરવું ન હોય, તો મેડાનાં પગથીઆં પાંચ દશવાર ચઢીએ ઉતરીએ કે આમ તેમ આંટા મારાએ તોય શરીરને થોડી ઘણી કસરત મળે.

૧૩. છોકરાંની શરીરની સ્થિતિ માબાપ ઉપર આધાર રાખેછે. જેમ કેટલાક લોકને રોગ ઓધે ઊતરે છે, તેમ બળ કે નિર્બળતા પણ બહુ કરીને ઓધે ઉતરે છે. નબળાં મા બાપનાં છોકરાં ઘણું કરીને નબળાંજ અવતરે છે. માબાપની કુટેવો તેઓ પહેલી ગ્રહણ કરે છે. માબાપ એદીની પેઠે પડી રહેતાં હોય તો છોકરાં પણ તેવું શીખે છે. નાનપણમાં છોકરાંના શરીરનું બહુ જતન કરવાની જરૂર છે, તે ઉપર ઘણાં માબાપ ધ્યાન આપતાં નથી. સાંપડે ત્યાંથી છોકરાંને ઘરેણાં કરાવવાની ફિકરમાં માબાપ પડે છે, પણ તેમના શરીરનું રક્ષણ થાય તેવાં કપડાં કરાવવાની તે થોડીજ કાળજી રાખે છે. પહેલાં મોટી ઉમરે છોકરાંને નિશાળે મૂકવાનો ચાલ હતો તે દહાડે દહાડે બંધ પડીને હવે ચાર પાંચ વર્ષનાં હજારો છોકરાં નિશાળે જતાં આપણે જોઈએ છીએ. નાનપણમાંથી નિશાળે મોકલવાનો ચાલ પડયો તે ખોટું થયું છે એમ કોઇ કહેશે નહીં; પણ એની સાથે બીજી જરૂરી બાબતોપર લક્ષ અપાતું નથી એ બહુ ખોટું થયું છે, સૌથી પહેલી શરીરની કેળવણી શરૂ થાય છે, અને તે છોકરાંને રમવા દોડવામાંથી બહુ મળે છે. ભણવાની લાહેમાં બચપણનું રમવાનું બીલકુલ બંધ પડયા જેવું થવા માંડયું છે. છોકરાં આખો દહાડો ભણભણ કરે તે સારૂં, રમે તે સારૂં નહીં, એવી લોકની સમજણ છે. માબાપ છોકરાંને નિશાળે મૂકતાં કહેશે જે મારો છોકરો રમતીઆળ છે, એને તમે જરાએ રમવા દેશો નહીં; આખો દહાડો નિશાળમાં બેસાડી મૂકજો. રમત કરે તો મારવામાં પાછી પાની કાઢશો નહીં. "હાડકાં અમારાં ને ચામડી તમારી છે." ઘણાક શિક્ષકો પણ એમ સમજે છે કે છોકરાં નિશાળમાં ને ઘેર આખો દહાડો ભણ ભણ કરે તો સારૂં, અને તેટલા માટે તેઓ હદ ઉપરાંત ઘેરથી કરી લાવવાના પાઠ આપે છે. પણ આ બધા વિચાર અસ્વાભાવિક છે અને તે અમલમાં આણવા જતાં છોકરાંનું શરીર ખરાબ થાય છે. સૌ ખામે રહે તેમાંજ સારૂં છે.

૧૪. અખાડાની નિયમિત તાલિમ કરતાં પણ આપણી દેશી રમતો છોકરાના શરીરને વધારે સુખદાયી છે, કેમકે એ તાલિમથી શરીરના અમુક ભાગો કસાય છે, અને તેમાં છોકરાંને ગમત થતી નથી. દેશી રમતોમાં બધું શરીર કસાય છે, અને ઘણી ગમત પડે છે. એવી રમતો દહાડે દહાડે નાશ પામતી જાય છે, કેમકે મોટાં ગામમાં ને શહેરોમાં તમે થોડાંજ છોકરાંને તે રમતાં દેખશો. મોટા માણસથી આખો દહાડો મનનું કામ થઈ શકતું નથી, તો નાનાં છોકરાંથી તે કેમ થઇ શકે, એનો વિચાર સૌએ કરવો જોઈએ, છોકરાંની ઉમરના પ્રમાણમાં તેને અમુક વખત રમવાને માટે જરૂર કાઢી આપવો. જેમ છોકરૂં નાનું તેમ તેને વધારે રમવાનું જોઈએ. વિલાયતમાં ત્રણ વર્ષથી છોકરાંને નિશાળે બેસાડે છે, અને તેની આપણે નકલ કરીએ છીએ, પણ ત્યાં નાનાં છોકરાંને ઘેર ને નિશાળમાં કેટલો વખત રમવા દેછે, અને તેમની રમત ગમત સારૂં કેવા ઉપાયો લેવામાં આવે છે, તેના નકલ આપણે કેમ કરતા નથી!

૧૫ પરાક્રમી કામો ને મરદાની કસરતો કે રમતો નાશ પામી એટલુંજ નહીં, પણ શરીર કસાય એવા ખેલો પણ ઘટવા લાગ્યા છે. દેશમાં સ્વસ્થતા પસરાવાથી લૂટફાટની ધાસ્તી ગઈ, જોરાવર રાજ સત્તાએ કરીને બંડ, બખેડા બંધ પડયા, એટલે લોકને હથીઆરનો ઉપયોગ કરી પરાક્રમ કરવાનું રહ્યું નથી. શિકાર વગેરે જેમનાથી થઇ શકતા, તેઓ હથીઆર વગર તે પણ કરી શકતા નથી. હોળી જેવી ઉદ્ધત ને અનીતિ ભરેલી પણ મરદાની રમતો નાશ પામી; તેમાં સુધારો કરવાને બદલે તેને બિલકુલ બંધ કરવામાં ઠીક થયું નથી. ગીલ્લીદંડા, ગેડીદડા, ફરરીઆં (ચકભિલ્લું), પાટ, નાગેરીઓ વગેરે નિરપરાધી, રમુજી, ને શરીર કસનારા ખેલ નાશ પામતા જાય છે. હવે તો રમવામાં લોક શરમ સમજે છે; પણ મોટી ઉમરના ને મોટા હોદ્દેદાર સાહેબ લોકોને રમતા જોઈને પણ આપણને મન થતું નથી, અને એ બાબતમાં તેમની નકલ કરતા નથી. એ નવાઈ સરખું છે. હવે તો રમવું હોય, તો બેઠા બેઠા ગંજીફાનાં પાનાં ચાળવો, કે ચોસરનાં નિર્જીવ સોગટાંપર હાથનો રસ ઉતારો ને બધી રીસ કાઢો, કે સેતરંજના મોહોરાં વગેરેને નકામાં લઢાવી મારી રાજી થાઓ! એમાં મનને ગમત છે, પણ તનને કસરત નથી. એવી રમત વખત ગાળવાને ઠીક છે; પણ શરીરને લાભકારક બીજી રમતો જરૂર જોઈએ.

૧૬. આપણે અહીં શરીર બગાડનાર એક મોટું કારણ બાળ લગ્ન છે. નાની વયમાં છોકરાંને પરણાવવાં ને કાચી વયમાં તેમનો સંગ થવા દેવો, એ ઘણુંજ ખરાબ છે. એમાં પણ વળી "બાર વરસની કન્યા ને અઢી વરસનો વર", કે "બીબી થાય મીયાં જોગ ત્યારે મીયાં થાય ઘોર જોગ," એવાં ભયંકર કજોડાં થાય, એટલે શરીરની ક્ષિણતા થવામાં ને નબળી સંતતિ થવામાં શી બાકી રહે. ઉષ્ણ દેશને લીધે કે ચાલતા સંપ્રદાયને લીધે સુધરેલા દેશમાં જેટલી ઉમરે છોકરાં પરણાવવામાં આવે છે, તેટલી ઉમર સુધી કદાશ છોકરાંને આપણે અહીં કુંવારાં ન રાખી શકાય તો ખેર પણ ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરતાં, કે લાકડે માંકડું વળગાડી દેતા પહેલાં માબાપે વિચાર કરવો જોઇએ. કદી નાની ઉમરમાંજ લગ્ન કરવાં પડયાં, તો તેમનો સંગ કાચી ઉમરમાં કરાવવાતી શરમ ભરેલી ને હાનિકારી રીતથી અળગા રહેવું જોઈએ. રજસ્વળા પ્રાપ્ત થયા વગર છોકરી સ્ત્રીના રૂપમાં આવતી નથી. તે પહેલાં તેને સાસરે મોકલવી એ નુકશાનકારક ને ધર્મ વિરૂદ્ધછે. દક્ષણી લોકો એ પ્રમાણે કરતા નથી, તેથી તેઓ આપણા કરતાં વધારે સુખી છે. આપણે અહીં પરણાવ્યા પછી પાંચે કે સાતે વર્ષે આણું કરાવવાનો ચાલ હતો, તે જોતા જોતામાં બંધ પડી ગયો છે. નવ વર્ષે પરણાવે તો સાત વર્ષ પછી, ને અગીઆરે પરણાવે તો પાંચ વર્ષ પછી આણું કરાવવામાં આવતું; એટલે પંદર વર્ષની વયે છોકરી સાસરે જતી; પણ આવા આવા રૂડા રિવાજને છોડી દઇ લોકો હાલ ખરાબ ચાલ દાખલ કરતા જાય છે.

છેક દશ અગીઆર વર્ષની છોકરાઓને શહેરોમાં સાસરે મોકલેછે. કાઠિયાવાડ ભણી આપણા કરતાં મોટી ઉમરે પરણાવવાનો, ને સાસરે મોકલવાનો ચાલ છે, તો ત્યાંના લોક આપણા કરતાં વધારે મજબૂત જોવામાં આવે છે. એજ રીતે નીચ વર્ણોમાં ને ગામડામાં આપણા જેવા બાળલગ્ન નથી, તેથી તેઓ શરીરે વધારે બળવાન રહે છે.

૧૭. શરીર સારૂં રાખવું હોય, તો અનીતિ ને કુટેવો તજી દો હરકાંઇ હદ ઉપરાંત કરવામાં અનીતિ કે કુટેવ છે, એમ સમજવું. સારામાં સારૂં ખાવાનું પણ હદ ઉપરાંત ખાય, તો તે ઝેરની ગરજ સારે છે. પેટમાં ઘાલીને ઘણીવાર વાંચવું; ઓચીએ કાંકરો મૂકી આખો દહાડો લખલખ કરવું; અતિ ખાવું પીવું; ઉજાગરા કરવા, કે અતિ ઉંઘવું; હદ ઉપરાંત અંગ મહેનત કરવી, ઇંદ્રિઓને હદ ઉપરાંત બેહેકાવી મૂકવી; વ્યભિચારાદિ કુછંદમાં પડવું; અતિ આનંદ કે અતિ ચિંતા; એ સૌ શરીર બગાડનારી ચીજો છે, માટે તેમને તો માજનેજ રાખવી જોઇએ.

૧૮. ખાવાની બાબતમાં ઘણું લક્ષ આપવું જોઈએ. વખતસર ખાવું, ગુણકારી ખાવું, ને પચે એટલું ખાવું. આ ત્રણ શરતો જે પાળે છે તે ઘણું કરીને થોડોજ મંદવાડ ભોગવે છે. વખતસર ખાવામાં આપણે ઘણું થોડું ધ્યાન આપીએ છીએ. મોડું વહેલું થઈ જાય તેની આપણે દરકાર રાખતા નથી; અને તંદુરસ્ત હાલતમાં કે મહાવરાને લીધે એની કંઈ અસર આપણને એકાએક માલમ ન પડે, પરંતુ તે શરીરને અંતે નુકશાન કર્યા વગર રહેનાર નહીં. આપણે અહીં પહેલાં મધ્યાને જમવાનો રિવાજ હતો અને સવારમાં કાચું કોરૂં કે વસાણું પાક વગેરે ખાવામાં આવતાં. સાંજે આઠ નવ વાગે વાળુ થતું. હાલમાં જમવાનો વખત નવ દશ વાગ્યાનો થયો છે; એટલે લગભગ બે કલાક એ વખત પાછો ઠેલાયો, તોપણ સાંજના વાળુ કરવાનો વખત એનો એજ રહ્યો. નવ દશ વાગે ખાવાનું થાય એટલે સવારમાં જે કાચું કોરૂં ખાવામાં આવતું તે ખાઇ ન શકાય, અથવા ખાવા જઈએ તો માંદા પડાય; મતલબ કે ત્રણને બદલે હવે બે ટંક થઇ, અને તેના વખતમાં પણ અંતર પડી ગયો; એથી કાંઈ નુકશાન હશે કે નહીં?

૧૯. ગુણકારી ખાવું, એટલે જેથી શરીરને લાભ થાય એવું ખાવું. હમેશ પુષ્ટિકરતા ભારે પદાર્થો ખાવાથીજ શરીરને લાભ થાય છે એમ ન જાણવું. એવા પદાર્થ પચાવવાની શરીરમાં શક્તિ જોઇએ, અને તે પણ રીતસર ખાવા જોઇએ. નાતો હોય ત્યારે જમવામાં ખૂબ ઝાપટે, ને બીજે દહાડે ચૂંક આવે, ત્યારે ખાધા પીધા વગર પેટ દબાવી પડી રહે. જે દહાડે જમવાનું હોય તે દહાડે સવારમાં બિલકુલ ન ખાય કે સહેજસાજ ખાય, ને સાંજના ખૂબ જમીને પેટ ઓળાંસતા ખાટલામાં આળોટયા કરે. છોકરાંને નાતમાં ગરચી ગરચી ખવડાવે, ને પારકે ઘેર જમવાનું હોય, એટલે વખતસર ખાવા ન આપે. આમ

કરવાથી શરીરને નુકશાન થાય છે. મિષ્ટાન્ન વધ્યાં હોય, તે કીમતી જાણી કોહી સડી જતાં સુધી ટાઢાં ખાય; ને ફૂગ વળી હોય, તે લોહી નાંખીને કે તેને ફરી શેકી વઘારીને ખાય, તે શરીરને શું લાભ કરે? કોહેલું સડેલું કાઢી નાંખીએ, તો ઊઠી જઇએ, એમ કહી બેરાં આના બે આનાની મતા ખાઈને મજરે બેસાડે, પણ તેથી મંદવાડ થશે, તો બે ચાર રૂપીયા ઓસડના થશે, રીબાવું પડશે, ને ઘરનાને હેરાન કરવાં પડશે, તેનો વિચાર ન કરે. નાતવરાને વરઘોડા વખતે નવલશાહ હીરજી થઇને બેસે, ને ઘેર ખાવામાં પૂરી કંજુસાઇ કરે. અનાજ ઘીવીગરે સસ્તામાં સસ્તાં મગાવે, એટલે તે કોહેલાં, સડેલાં કે ઓછા સત્વવાળાં આવે. ઘી બહુ ખાઈએ તો કીડીઓ તાણી જાય એવી દહેશત નાનાં છોકરાંને આપીને તેમના ભાણામાં એક કપાસીઆભાર પણ ઘી ન મૂકે. દધ ઘણું કરીને લાવેજ નહીં. આપણે માટે સૌથી વધારે સત્વવાળા ને ગુણકારી પદાર્થ દુધ ને ઘી છે, પણ તેનો ઉપયોગ કરવામાં કંજુસાઇ કરે. રોટલા કે ભાખરા એકલા ગળે ન ઊતરે એમ હોય, તો પાણી જેવી છાશ માગી લાવે, કોહેલું સડેલું શાક બાફે, કે સવારની ટાઢી દાળ વધી હોય તો તેણે ચલાવે. લાકડાં બળવાને ભોએ કે કરવાને આળસે સવારનું સાંજે કે સાંજનું સવારે ટાઢું ખાય. પારકે ઘેર સારૂં મળે, ત્યારે ખૂબ ખાય, ને પોતાને ઘેર પેટ બાળે. અન્નને પૂરૂં ચઢવે નહીં, કે જોઇતા મશાલા તેમાં નાંખે નહીં. આખો દહાડો બગાસાં ખાવાનાં હોય પણ જમતી વખતે જાણે ધાડ આવી હોય તેમ મોટે મોટે કોળીએ ઝપાટાબંધ ખાઇ લે. મોંમાંનો કોળીઓ ચવાતાં અગાઉ તો હાથે થાળીમાંનો બીજો કોળીઓ મોં આગળ આણીજ રાખ્યો હોય! પાંચ દશ મિનિટમાં ચાવ્યું ન ચાવ્યું કરીને આગગાડીની પેઠે ઝપાટો મારે, તેને પચે પણ શી રીતે? જાણે રીસમાં હોય, કે વેઠ ઊપાડવાની હોય તેમ ખાવાનું કામ મુંગે મોંઢે સપાટાની સાથે પાર મૂકવામાં આવે. ધીમે ધીમે ચાવી ચાવીને ખાવું અને ખાતી વખતે મન ખુશમાં રહે, એવા ઉપાય કરવા જોઈએ. પાણી પીવું હોય, તો એકદમ આખો લોટો ઢચક ઢચક મોઢે માંડે, ઉભા ઉભા કે ચાલતાં ચાલતાં પીએ, એકદમ પુષ્કળ પી નાંખે, અને તરસ લાગી હોય, તોપણ ગણકારે નહીં. ખાવા પીવાના આવા ઢંગ હોય, ત્યાં શરીરની આરોગ્યતા શીરીતે જળવાય.

૨૦. ખાનપાનાદિકમાં નાજુકાઈ હદપાર જતી જોવામાં આવે છે. ઘણું વધારે ખાનારને ખાધરો, બભુચક, ખાઉકર વગેરે કહીને લોક નિંદા કરે છે, પણ ઘણું થોડું ખાનારનાં વખતે નિંદાને બદલે વખાણ થાય છે; કેમકે થોડું ખાવું એ નાજુકાઈની નિશાની ગણાય છે. પાશેર ખાય તે પદમણી એવી કહેવત ચાલે છે, તે ઉપરથીજ નાજુકાઈનું ધોરણ સમજાઇ જાય છે. નાજુકાઇ જાણે નબળાઇમાંજ રહી હોય, એમ લોકની સમજ થતી ચાલી છે. આહાર કરતાં વધારે ખાવાથી જેમ શરીરને નુકશાન થાય છે, તેમ જોઈએ તે કરતાં ઓછું ખાવાથી પણ આરોગ્યતા રહેતી નથી. ઊંઘ ને

આહાર જેમ વધારીએ તેમ વધે, એ જેવી કહેવત ચાલે છે, તેવીજ ઊંઘ ને આહાર જેટલાં ઘટાડીએ એટલાં ઘટે, એ કહેવત પણ ચાલવી જોઈએ. કારણ મહાવરાથી એ બંને રસ્તે વધારો કે ઘટાડો કરી શકાય છે, પરંતુ બંને બાજુએ હદ ઉપરાંત જવાથી શરીરને સોસવું પડે છે. નાજુકાઈ સૌમાં ભરાઇ પેઠી જણાય છે; ખરી નાજુકાઈ હદની અંદર દાખલ થાય, તો તે સંતોષકારક વાત છે. એક શેરની પચાસ સાઠ રોટલી વણે, ને તેમાંથી ચાર પાંચ રોટલી ખાય, એટલે કુલ વજન પૂરૂં નવટાંકે ન થાય. શહેરી નાની એક બે કડછી ભાત ને નાની કટોરી ભરીને પાતળી દાળનું ડખું ખાય, એટલે જમણ પૂરૂં થયું. એ ફૂલેલો ભાત ભાએગે નવટાંક વજનમાં હોય, ને દાળ તો બે ત્રણ રૂપીઆ ભારજ થાય એટલે કુલ વજન સવા પાશેર થયું. આ પદમણીઓનો ખોરાક કદાશ આપણે બહાલ રાખીએ; પણ હાલતો એટલું ખાનાર નાજુક જવાનીઆ ઘણા જોવામાં આવે છે. એમને શેની ઉપમા આપવી! પડપાં જેવા સુરતી લાલાજીઓને જોઈ કાઠીઆવાડના લોક મોંમાં આંગળીઓ ઘાલે છે; પણ એ લાલાજીઓ, જેઓ પોતાના કરતાં વધારે ખાનાર છે, તેનને ગામડીયા, જડસા, રેંચા, કહી મજાક કરે છે. માણસ દીઠ સવાશેર દોઢશેર અનાજ જોઇએ, એમ આપણે અહીં ગણવામાં આવે છે, ને અગીઆરસ કરી હોય ત્યારે કહે છે, જે આજતો "દોઢશેરી ખોવાઈ છે." મતલબ કે દોઢશેરનું ખાવાનું આજ બંધ થયું છે. ખાય તે ધાય, એવી કહેણીછે, તે બરાબર છે. સવાપાશેર અનાજમાં કેટલું સત્વ આવે, અને તે વડે શરીરનું કેટલું પોષણ થાય, તેનો વિચાર કરો. જેમ ખાતર વિશેષ્ય, ને જમીનમાં કસ વિશેષ્ય, તેમ વાવેતર મોટું ને સારૂં થાય છે. એજ પ્રમાણે જેમ ખોરાક વિશેષ્ય અને ખોરાક માંહેલો કસ વિશેષ્ય, તેમ શરીર કદાવર ને સારૂં થવાનું; એ માટે નાજુકાઈ બતાવવા નબળા થવા કરતાં, શરીર સંપત્તિ મેળવવાને જડસા કહેડાવવું વધારે પસંદ કરવા જોગછે.

૨૧. સ્વચ્છતા એ પણ શરીરની આરોગ્યતાને સારૂ જરૂરની બાબત છે. શરીર, લુગડાં, ઘરબાર, સૌ સારૂ રાખવાની ટેવ પાડવી. શરીરની સ્વચ્છતા વડે મન સ્વચ્છ રાખવાની ટેવ પડે છે. સ્વચ્છતાથી મનને આનંદ થાય છે, લોકો ચાહે છે, અને વખાણ કરે છે. ફુઅડનાં ઘરનું પાણી સરખુંએ ભાવતું નથી તેનું કારણ મલિનતા છે. રોજ નહાવાની અગત્યછે. નાહ્યા વગર ખાવું નહીં એ ધર્મશાસ્ત્રનો કાયદો બહુ જરૂરનો છે, તે સર્વેએ પાળવો જોઇએ. નહાવાથી ચામડી સાફ રહે છે ને તેનાં છિદ્ર ખુલ્લાં રહેવાથી અંદરનો જે મળ પરસેવા વાટે નીકળવાનો, તેને નીકળી જવાની છૂટ મળે છે. વાળ ઓળી ચોળીને સાફ રાખવા અને તેમાં તેલ, ધુપેલ, કે મળતર પ્રમાણે બીજાં સુગંધી તેલ નાંખવાં રોજ કે કેટલેક અંતરે સાબુ ચોળીને નહાવું. હાથે પગે મેલ ચઢવા ન દેવો કેમકે મલિનતાથી ગૂમડાં, કોઢ ને, ખસ પેદા થાયછે.

મોંનું ભુષણ ને શરીરનું એક અગત્યનું અંગ દાંત છે; માટે તેને સારા ને મજબૂત રાખવા સારૂ સાવચેતી રાખવી. દાંતમાં ઘણી જાતનાં દરદ થઈ તે ખરાબ થઇ જાય છે. તેને સારી પેઠે ઘસવા, મંજન વાપરવાં, ને દરદના ઉપાય કરવા. દાંત પડી જવાથી જેમ મોંની શોભા જાય છે, તેમ ખોરાકને ચાવી નાંખવાનું સાધન જાય છે. ચાવ્યા વગરનો ખોરાક પાચન થતો નથી, અને તેથી રોગનાં બીજ રોપાય છે. આંખ નાક ગળતાં હોય કે મોં ગંધાતું હોય તો કોઈ પાસે ઉભું પણ નરાખે; માટે સઘળાં અવયવ સાફ રાખવાની જરૂર છે. જો કપડાં મેલાં હોય તો તેનો શરીર સાથે સ્પર્શ રહ્યો એટલે શરીરને તેનો મેલ વળગે છે. મેલાં કપડાં શરીરને કશોભા આપે છે, ને મેલ વડે લૂગડાંનો આવરદા પણ ઓછો થાય છે. વીસ વસાનું લૂગડું ને સોળ વસાનું માનવી કહ્યું છે તે બરાબરછે. ધોબીને પૈસા આપવાની સત્તા ન હોય તો ઘેર ધોઇએ, પણ મેલાં કપડાં વાપરીએ નહીં. ઘરબારની સ્વચ્છતા પણ શરીરની સુખાકારી માટે જરૂરની છે. માથું ફાટી જાય, એવી ખાળ ચોકડીમાંથી ગંધ આવતી હોય, તો ઘરમાં બેસવું ન ગમે. ઘરમાં પણ પુંજો પડેલો હોય, ને વા આવવાથી છાપરાનાં બાવાં ને ખેર બેસનારાના શરીરપર ને ખાનારના ભાણામાં આવી પડે, એમાં કોની કસુર સમજવી? જે ઘર વાળી ઝાડીને સાફ રાખવામાં આવતું નથી, તે ઘરમાં વીંછીકુછીને ભરાઈ રહેવાને જગા મળે છે, અને તે માંહે રહેનારને વખત બેવખત કરડી ખાય છે. પાણીઆરામાં પુષ્કળ ખેર ભરાયો હોય, ને તેમાં પાણી પચવાથી કોવાણ થઇ રહ્યું હોય, તોએ તે સાફ કરવાનો પરવાર નમળે. વાસણ કુસણ ધોયા વીછળ્યા વગર કાળાં ઠીકરાં જેવાં થઇ ગયાં હોય, ને તેપર મણ કાટ વળ્યો હોય, ગોળામાં ધોયા વગર છારી વળી હોય, ને પાણીમાં ગળ્યા વગર મેલ કે વખતે ગજગજના પોરા પડયા હોય, એવું પાણી પીવામાં આવે, તો તે રોગ કર્યા વગર કેમ રહે? જેમ ઘર સાફ રાખવું જોઇએ, તેમ ઘરની આસપાસની જગા પણ સાફ રાખવી જોઈએ; કેમકે આસપાસની ગંદકીથી આપણા ઘરની અંદર પણ વાસ આવે છે, એથી હવામાં બિગાડો થાય છે, ને કાલેરા ઉત્પન્ન કરનાર એ પણ એક કારણ થઈ પડે છે. ભીંતો છોવરાવવી કે ચૂનાથી ધોળાવવી, ને ઘર લીપી ગુંપીને સાફ રાખવું. ખરચ કરવાની શક્તિ ન હોય તો ભીંતોને ગાર માટીથી લીપીને તેપર મરડ, ભૂતડો, કે ખડો ધોળવો. ઘરબાર સાફ રાખવાનું બૈરાંના હાથમાં છે, તે જો ફુઅડ હોય તો ઘર આંગણું ને ઘરમાંના પદાર્થ ગલીચ રહે છે.

૨૨. ખુલ્લી હવાનો ફાયદો ઘણોછે. અહીં હવાનો અર્થ વાયરો નહીં, પણ વાતાવરણ અથવા મંદ વાયુ સમજવો. "વા સો ઘા ને બફા સો નફા" એવું કહેવામાં આવેછે, તે વાત હવાને લાગુ નથી; પવનના ઝપાટાને લાગુ પડે છે. કારણ કે નબળા શરીરવાળાને શરદી, પવન, ઝાકળ વગેરે નુકશાન

કરતાછે, માટે તેણે ખુલ્લા ચોક કે અગાશીમાં ન સૂતાં ઘરની અંદર સૂવું, એમ એ કહેવતનો અર્થ સમજવો. ખુલ્લી હવાની ગણતી આપણા લોકમાં ઘણી નહીં હોય, કેમકે નહીંતો તેઓએ ઘર બાંધવા વગેરેમાં એ બાબતપર ઘણું લક્ષ દેખાડયું હોત. ઘણી બારીઓ કે જાળીઓ આપણે અહીં મૂકવાનો રિવાજ નથી ( એમાં એક કારણ ધાડ ચોરી વગેરેની બીક પણ ખરી ). ઓરડા અંધારા, સાંકડા, ને ભેજવાળા જોવામાં આવેછે. જે જે ભાગોમાં લાજ મરજાદનો વધારે રિવાજ, તે તે ભાગોમાં એવા અંધારા ઓરડાઓમાં બૈરાંને દહાડો રાત ગોંધાઇ રહેવું પડે છે. ઘર બંધાવનારે ખુલ્લી ને સારી હવા આવે એવો વિચાર કરીને બને તેટલાં વધારે બારી બારણાં મૂકાવવાં. જો ભય હોય તો મજબૂત લોઢાના ગજ તેમાં ઘલાવવા. પ્રકાશ ને ગરમી એ પ્રાણીનું જીવન છે. એ બિલકુલ ન હોય તો તે મરણ પામે. ઝાડના વણછા તળે કશું ઊગતું નથી. અથવા ઊગે છે તો તે પીળું ને નબળું હોય છે. અંધારા ઓરડામાં એક છોડનું કુંડું તમે રાખી મૂકશો તો તે બરાબર ઊધરશે નહીં. મંદવાડના કારણથી એક ભેંશને છ માસ સુધી ઘરની અંદર ગોંધી મૂકવામાં આવી અને પાણી પાવા પણ બહાર કાઢે નહીં, તેથી જ્યારે તેને બહાર કાઢી ત્યારે તેનો કાળો રંગ પલટાઇને ભૂરો થઇ ગયો. આ બનાવ મેં નજરે જોયેલો છે. એજ પ્રમાણે ખુલ્લી હવા ને ગરમી વગર માણસ નબળું થાય એમાં નવાઈ શી? ગોંધાઈ રહેલી હવા બગડે છે ને તે જો શ્વાસ લેવામાં આવે તો આપણને નુકશાન કરે. અવાવરૂં ભોંયરૂં ઉઘાડીને તરત માંહે દીવો લઇ જઇએ તો તે બુઝાઈ જાય, ને માણસ ઉતરે તો ગુંગળાઈ મરે. જે હવા દીવાનું જીવન છે તેજ હવા માણસનું જીવન છે. ગંદકી વડે નીકળતી બદબો પણ શરીરને નુકશાન કરે છે, માટે સંડાસ ખાળચોકડી વગેરે જેમ બને તેમ સ્વચ્છ રહે તેમ કરવું. કલકત્તાની અંધારી કોટડીમાં ઘણા સાહેબ લોકોને ગોંધવાથી તેમાંનો મોટો ભાગ એક રાતમાં મરણ પામ્યો હતો, એવું ઇતિહાસમાં વાંચ્યું હશે. એમ શાથી બન્યું હશે તેનો વિચાર કરો. ઘણાં માણસ સાંકડી જગામાં ભરાયાં હોય છે ત્યારે આપણને કેટલો ઊકળાટ ને અમુંઝણ થાય છે? ગામની બંધ હવા છોડીને આપણે ગામ બહાર ખેતરોમાં જઇએ છીએ ત્યારે મનને કેટલો આનંદ થાય છે? ત્યાં બંધીઆર કે ગંધાતી હવા નથી, મંદ મંદ પવનની લહેરો આવે છે, જુદી જુદી લતાઓમાંથી સુગંધીને પવન ખેંચી લાવે છે. લીલી છમ જેવી ઝાડી આંખને રળીઆમણી લાગે છે, ને કલોલ કરતાં પક્ષીઓ મનને આનંદ પમાડે છે. આવે ઠેકાણે એકવાર પણ દરરોજ જવાની ટેવ રાખવી જોઈએ. એથી મન ને તન બંને પ્રફુલિત થાય છે. દેવસ્થાન ઘણાંખરાં ગામ બહાર રાખે છે તેનું કારણ એજ કે ધર્મને બહાને લોકને ચાલવા હાલવાની કસરત થાય, તાજી હવા મળે, ને રમણ્ય દેખાવથી આનંદ થાય. હાલમાં દેવદહેરે કે મેળે જવાનું ઘટવા

માંડયું. જાત્રાનાં આકર્ષણ ઓછાં થવા લાગ્યાં. તેથી તેને બદલે તેવા લાભ આપનાર બીજું કાંઇ પણ દાખલ થવું જોઈએ. જેટલું ધર્મને બહાને થાય છે તેટલું જરૂર જાણીને થઇ શકતું નથી. ભણેલા વર્ગને અને તેમના બૈરાં છોકરાંને બહુ કરીને આ નુકશાન વધારે છે.

૨૩. શહેરના કરતાં ગામડાના લોક વધારે તંદુરસ્ત હોય છે. તેમનાં શરીર વધારે કદાવર ને મજબૂત હોય છે તેનું શું કારણ? તેનાં કારણ ઘણાં છે. તેમને ખુલ્લી ને સ્વચ્છ હવાનો સૌથી વધારે લાભ મળે છે. તેમનો ખોરાક નિયમિત અને સાદો પણ ગુણકારી હોય છે. પોતાના કામ કાજ વડે તેમના શરીરને પુષ્કળ કસરત થાય છે. તેઓ કદાચ શહેરી જેવા સુઘડ હોતા નથી, પણ તેનો બદલો ઊપલાં ત્રણ સબળ કારણોથી વળી રહે છે. ગામડામાં શહેરના જેવી ગંદકી કે બંધીઆર હવા હોય નહીં. ખાળ ચોકડીઓ ઘરોમાં હોય નહિ કે જેથી લગારે ગંદકી થવા પામે. ગામની આસપાસ ને અંદર પુષ્કળ ઝાડ હોય, તે વડે હવા ઠંડીને સુખદ રહે તેઓ ખાવામાં શહેરી જેવા નાજુક, કે સવાદીઆ, કે અનિયમિત હોતા નથી. ગમે તેમ થયું હોય તોપણ આહાર જેટલું ખાઈ લે. જરાતરા દાળ શાકમાં તાલ ન પડયો, કે શહેરીની પેઠે છણકો કરી ભાણેથી ઊઠા ન જાય. ભાત ભાતની અને હલકી વાનીઓથી શરીરને ફાયદાને બદલે નુકશાન થાય છે. ઘણા વાલ ભજીઆં કે શાક ભાજી ફાયદો કરતાં નથી, પણ શહેરીઓ એવા એવા પદાર્થથી રાજી થાય, ને ગામડીઆ તો રાજા સાથેજ લઢે! આખો દહાડો કામકાજ કર્યા કરે. એટલે શરીરને જોઇએ તેટલી કસરત થાય. ઘેર આવે ત્યારે કુટુંબની સાથે બેઘડી કલોલ કરે. ઘણો લોભ મળે નહીં તેથી ચિંતા ફિકર પણ ઘણી ન હોય; એટલે શરીર સારૂંજ રહે. રાતે મજેની ઊંઘ આવે ને સવારમાં ઊઠે ત્યારે શરીર હલકું ફુલ જેવું લાગે. શહેરીઓના જેવા કુછંદ પણ તેમને લાગ્યા હોતા નથી; એટલે શરારની સંપત્તિ લૂટીજનાર કુછંદથી તેમને નુકશાન થતું નથી.

૨૪ ખાવા પીવામાં કે કામ કાજ કરવામાં કાંઈ ગડબડ થાય તોજ વ્યાધિ થાય છે એ નક્કી સમજવું. જે કાંઈ હરેક બાબતમાં મિતવ્યયી છે તેને રોગ ક્વચિતજ થાય છે. વ્યાધિ થશે એમ માલમ પડે કે તરતજ ઉપાય કરવો. આળસમાં જોયા કરવું કે આગ લાગે ત્યારે કૂવો ખોદવા જવું એ સારી વાત નથી. છેલ્લે જ્યારે પાણી આવે ત્યારે દાક્તરને ખોળવા જાય એવા ઘણા લોક હોય છે, પણ આખર વખતે ઔષધની પણ ટેકી લાગતી નથી. ઓસડ ધ્યાન રાખીને કરવું અને શરીર સારૂં થયું એટલે જે કારણથી રોગ થયો હોય તે કારણ છોડી દેવું. વારે વારે ઓસડ ખાઇને તેની ટેવ પાડવી નહીં કેમકે એમ કર્યાથી ઓસડની અસર પણ બરાબર લાગુ રહેતી નથી, અને ઓસડ વગર શરીર આરોગ્ય રહેજ નહીં, એમ થઈ જાય છે.

૨૫. શરીર સંપત્તિ કેમ મેળવાય ને જાળવી રખાય એ હવે તમારા

સમજવામાં આવ્યું હશે. ફરી ફરીને મનુષ્ય દેહ મળવાની ખાતરી નથી. માટે તેને બેફિકરાઈથી ખરાબ કરવી નહીં. જગતમાં બીજી બધી સંપત્તિ ખરીદ કરી શકાય છે પણ શરીર સંપત્તિ વેચાતી મળતી નથી. તેને એકવાર ખોઈ તો ફરી હાથ આવવા મુશ્કેલ છે. તેને ઘોતાળપણે ઉડાવશો નહીં, અને કંજુસાઇ કરી દાટી ન મૂકશો. સાવચેતીથી વાપરશો તો તે લાંબી મુદ્દત પહોંચશે. એ બાબત નીચેના નિયમ યાદ રાખજો. ૧ સાદો ખોરાક ખાવો. ૨ પચે તેટલું નિયમિતપણે ખાવું. ૩ અતિશય સર્વ વર્જવું. ૪ કામકાજથી શરીર કસાય છે. ૫ કામકાજ ન હોય તો કસરત વડે શરીર કસવું. ૬ સ્વચ્છતાથી શરીરની સુખાકારી રહે છે. ૭ ખુલ્લી હવા કાયાનો પુષ્ટિકારક ખોરાક છે.



# અંક આઠમો.

## ખાતર *

"ખેડ ખાતર ને પાણી, કર્મને આણે તાણી."

ખાતર એટલે જમીનમાં પાકની શક્તિનો વધારો કરનારો કોઈ પણ એક પદાર્થ જેવી રીતે માણસના શરીરમાંનું કોઈપણ કારણથી ઓછું થએલું કૌવત પુષ્ટિકારક પદાર્થ ખાધાથી પહેલાં જેવું પાછું આવે છે, તેવી રીતે વરસોવરસ ધાન્ય પાકયાથી જમીનની પાકની શક્તિ ઓછી થાય છે તે ખાતર રૂપી વસાણું નાખવાથી અગાઉ પ્રમાણે અથવા તેનાથી વધારે તાકતવાળી થાયછે. આ મોટા વિષય પર કાંઇ લખી દેશી ખેતીની સેવા બજાવવી એમ ધારીને આ નાનો નિબંધ લખ્યોછે.

બધા સુધરેલા દેશોમાં ખેતીના વિષયપર ઘણા ગ્રંથો થયા છે. આપણા પૂર્વજોના વખતમાં એ વિષયોપરના કેટલાએક સ્વતંત્ર સંસ્કૃત ગ્રંથ હશે એવું કેટલીએક બાબતપરથી જણાયછે. તે સંસ્કૃત ગ્રંથો હાલ મળી આવતા નથી, પણ વારાહ સંહિતા, વિચિત્રસુત્ર ઇત્યાદિ પુસ્તકોમાં એ વિશે કેટલુંક લખાણ મળી આવે છે. બીજા દેશોમાંની ખેતી વિશેની વાતો સાંભળીને આપણા દેશમાં પણ એ વિશે હાલ ચરચા થવા માંડી છે. અને થોડાંએક પુસ્તકો ગૂજરાતી તથા મરેઠા ભાષામાં છપાઈ બહાર પડયાં છે. હાલના નિબંધમાં આપણા દેશમાં બની શકે એટલી વાતો અંગ્રેજી પુસ્તકોના આધારે લખીછે. આ નીચે લખેલી વાતો વિશે વિચાર કરી કોઈ લોકો તેઓની અજમાયશનું પરિણામ આ નિબંધ પ્રસિદ્ધ કરનાર સભાને લખી જણાવશે તો સભાની ધારેલી ધારણા સફળ થઈ, એમ સભાનેલાગશે.

ખાતરની જાતિ ત્રણ છે. ૧ પ્રાણીજ. ૨. ખનિજ. ૩. વાયુરૂપ.

૧. પ્રાણીઓમાંથી તથા વનસ્પતિઓમાંથી પેદા થનારા બધા પદાર્થ જેવા કે– છાણ, મુતર, હાડકાં ઇત્યાદિ પ્રાણીજ ખાતર કહેવાય છે.

૨. જમીનમાં ઉત્પન્ન થતા પદાર્થ જેવાકે ચૂનો, કંમીઠું, તથા બીજા ખા-

* લખનાર પ્રભાકર રામચંદ્ર પંડિત.

રને ખનિજ ખાતર કહે છે.

૩. વાતાવરણમાં જે પદાર્થ વાયુરૂપે હોય છે, તેને વાયુરૂપ ખાતર કહેછે. આ વાયુરૂપ પદાર્થો પડતા વરસાદના પાણીમાં મિશ્ર થઇ જમીનમાં જાય છે. હવામાં જે એમોનિયા અને કારબોનિક આસિડ હોયછે, તે વાયુરૂપ ખાતર કહેવાયછે. આ પદાર્થ તદન કુદરતીછે, અને તેમાં જોઇતો વધારો ઘટાડો મનુષ્ય કૃતિથી થતો નથીમાટે આ નિબંધમાં તે વિશે વધારે વિચાર કર્યો નથી.

## ૧. પ્રાણીજ ખાતર.

પ્રાણિજ ખાતર એટલે જનાવરોમાંથી ઉત્પન્ન થતાં ખાતરોમાં મળ અને મૂતર ઉત્તમમાં ઉત્તમ ખાતર ગણાયછે. પ્રાણીના ખાધામાં જે ખોરાક આ-વેછે તે ખોરાકના પદાર્થનું આ બનેલું હોયછે. જાનવરો જે ખોરાક ખાયછે તેનો કોઈ પણ રીતે નાશ થતો નથી. ફકત તેનું રૂપાંતર થાયછે. ખોરાકમાં જે હવા તથા પાણીનો ભાગ હોય છે તે શરીરમાંથી વાયુરૂપે બહાર પડેછે. જ-મીનનો અથવા ખાતરનો જે મુખ્ય ભાગ ખોરાકમાં આવે છે તે શરીરના પ્રવાહી તથા જાડા મળમાં (છાણ, મૂતર)નીકળી આવેછે. પ્રાણીના ખોરાકના ઘણાખરા પદાર્થો તેના મળ મુત્રાદિકમાં હોયછે. તેથી તે મળ મુત્રાદિક વસ્તુઓ ખોરાક પેદા કરનાર છોડને સારૂ ખાતર તરીકે તેને પુષ્ટિ આપે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આવી ફાયદાકારક આ ચીજોછે તોપણ આપણા દેશમાં ખાતર તરીકે વાપરવાના ઢોરનું છાણ વગેરે પદાર્થ ઘણા જણ બગ-ડી જવા દેછે. ઘરની પછવાડે વાડામાં અથવા બીજી કોઇ પણ ખુલ્લી જગામાં છાણનો ઢગલો કરેછે. તેથી ખાતરના કામમાં આવતા મુખ્ય પદાર્થોનો નાશ થાય છે. ખાતરના ઢગલા ખુલ્લા મેદાનમાં હોવાથી તેને સૂરજનો તાપ લાગે છે, તેથી છાણમાંના સારભૂત ઉપયોગી પદાર્થ વરાળરૂપે ઉડી જાયછે. વળી તેના ઉપર વરસાદ કદાચ વરસેછે. તો છોડને પુષ્ટિ કરનારૂં છાણમાંનું તત્વ ધોવાઈ જઈ ઢગલા નીચેની જમીનમાં પેસી જાયછે. માટે ખાતર ખુલ્લું ન રાખતાં આગળ જે રીત બતાવ-વામાં આવીછે તે રીતથી રાખવામાં આવે તો કાંઈપણ નુકસાન થશે નહીં. એ રીતમાં શોષક પદાર્થ આવેછે. તે પદાર્થ કેવી જાતના હોય છે, તેની સમજ પડયા પહેલાં એ રીત સમજાય નહીં માટે શોષક પદાર્થનું ટુંક વર્ણન કરૂંછું.

## શોષક પદાર્થ.

દરેક વાસવાળો પદાર્થ વરાળ રૂપે ઉડી જઇ ઘટે છે. જ્યારે કોઈપણ પદાર્થની વાસ આવે ત્યારે એમ સમજવું કે એ પદાર્થ ઓછો થાય છે. જના-વરો છાણ કરે છે કે તરત તેની ગંધ આવવા માંડે છે. કારણ કે તે છાણમાંના વાયુમાં મિશ્ર થનારા સ્વભાવવાળા ભાગ નીકળવા માંડે છે. છાણ વગેરેમાંથીઉડી જનારા વાયુ રૂપી પદાર્થને રોકવાને માટે સુધરેલી પ્રજાઓએ કેટલાએક પ-દાર્થ ખોળી કાઢયા છે તેને શોષક પદાર્થ કહે છે. વાયુરૂપી પદાર્થને ચૂસી લેવાનાં કેટલાએક સાધનો એટલે શોષક પદાર્થ નીચે લખેલાં છે.

૧ કાળી અને ચીકણી માટી એ ઉત્તમ શોષક છે.

૨. કોયલા (પથરી વગરે) આ પણ ઉત્તમ શોષક છે.

કોહેલા પદાર્થમાંથી નીકળતી હવા છોડોને પુષ્ટિ આપનારા હોય છે. તેને કોયલા ચૂસી લે છે. ઘણા સખત ખાતરને જરા નરમ પાડી છોડને નુકશાન ન કરે એવી સ્થિતિમાં આણે છે. અને ખાતરમાં હોનારા ઓગળનારા પદાર્થોને ધોવાઈ જતાં અટકાવે છે. એ કામને માટે થયલા છાણ વિગરે ખાતરમાં કેવી રીતે વાપવા તે આગળ કહેવામાં આવશે.

૩. નદી યા તળાવ પાસેની ભેજ વાળી જમીનમા જયાં નાના છોડ વગેરે હોય છે તે જગામાંની છોડ સાથે ખોદી આણેલી માટી પણ શોષક તરીકે વપરાય. આમાં માટીનો તથા વનસ્પતિનો ભાગ હોય છે. આ જાતની માટી આણી એક વરસ સુધી હવામાં ખુલ્લી રાખી મૂકવી એટલે તે માટીમાં હોનારી વનસ્પતિ કોહીને માટી સાથે મળી જાયછે. ત્યાર પછી તેમાં ચૂનો અને મીઠું આ બેનું થોડું મીશ્રણ અથવા પલાળેલો ચૂનો યા લાકડાનો રાખોડો નાખવો. આ મેળવણી કર્યા પછી તે માટીમાંની વનસ્પતિઓ કોહી ગયા પછી તે માટી કામમાં આણવા માટે લાયક થશે. ચીકણી માટી, કોયલા નદી અથવા ભેજવાળી જમીનમાંની માટી એ ત્રણ મોટા શોષક પદાર્થ છે તે કેવી રીતે વાપરવા તે નીચે લખું છું.

## ઢોરોથી પેદા થતું છાણ વગેરે ખાતર.

છાણ વગેરે ઢોરથી પેદા થનારા પદાર્થ એકદમ જેમના તેમ વાપરે સારો ફાયદો નથી; તેમજ તેના ઘટકાવયવો ઉડી જવા દેવા અથવા ધોવાઈ જવા દેવા એ પણ સારૂં નથી. નીચે કહેલી રીત પ્રમાણે વ્યવસ્થા ખેતી કરનાર લોકો કરે તો તેના કોઈ પણ ઘટકાવયવનો નાશ ન થતાં થોડી મુદતમાં છાણનું ખાતર કામમાં અણાય એવું થાય છે.

## છાપરૂં.

આપણા લોકો ખાતરને માટે રાખવાનું છાણ વગરે પદાર્થ જેવી રીતે ખુલ્લાં નાખી મૂકે છે તેમ ન કરતાં એક છાપરૂં કરીને તેની નીચે ખાતર રાખવાની જગો કરે અથવા જમીનમાં ખાડો કૈરી ચારે ગમ છો દઇ તેમાં ખાતર રાખે તો તેમને ઘણો ફાયદો થાય. ખાડો કરે ને છાપરૂં કરે તો એવી રીતે કરવું કે ખાતરને સૂરજનો તાપ ન લાગે તથા વર-સાદની વાછંટ તેના ઉપર ન પડે.જે છાપરા નિચે ખાતર રાખવું હોય ત્યાંની જમીન જરા ઉંચી રાખવી કે વરસાદનુ જમીન ઉપર પડેલું પાણી તેને ન લાગે, કારણ કે એમ કરવાથી સુરજનો તાપ તેના ઉપર પડી તેમાંના વાયુરૂપી પદાર્થ જે ઉડી જશે નહીં, તેમજ વરસાદના પાણીથી તેમાંના ખાર વીગેરે ઓગળી ધોવાઇ જાય તે ધોવાઈ પણ જશે નહીં.

## ખાતર રાખવાને માટે જગા કેવી રાખવી.

જે જગોમાં ખાતર રાખવું તે જગા સારી રીતે સજ્જડ કરેલાં પાટી

આંનો હોવો જોઈએ. અથવા સારી ચીકણી માટીની કઠણ કરાવવી જોઈએ. છો વાળી જમીન હોય તો ઘણુંજ સારૂં. કારણ કે તેથી જમીન ખાતરમાંની ભીનાશ ચૂસી લે નહીં. આવી જમીનની ત્રણ બાજુ ઊંચી રાખી તેનો એક છેડો જરા ઊતરતો રાખવો અને આ ઊતરતા છેડા પાસે એક છો વાળી ટાંકી કરવી. આ બધી ગોઠવણ એવી રીતે કરવી કે ત્રણ બાજુનું પાણી ઊતરી તે નમતી બાજુ તરફ આવી છો વાળી ટાંકીમાં પડે. છો દે ને એ ખાડામાં એક મોટું પીપ ડાટે તો તે પણ ચાલે. સારાંશ એવી રીતની વ્યવસ્થા કરવી કે કોઇ તરેહથી જમીનમાં ખાતરમાંનું પાણી ઉતરી જઈ ખાતરને નુકસાન નહીં થાય.

હવે તે તૈયાર કરેલી અથવા છો વાળી જમીન ઉપર પહેલાંમાંના કોઇ પણ પદાર્થનો કહેલો શોષક પદાર્થ (કોયલાનો ભૂકો, લાકડાનો રાખોડો. ભેજવાળી જમીનનું બનાવેલું મિશ્રણ ઇત્યાદિ) એક એક વેંત જાડો થર પાથરવો. તે થર ઉપર છાણ, લાદ, લીંડી વગેરેના ત્રણ ચાર આંગળ જાડા થર પાથરવા. આ થર ઉપર પાછો શોષક પદાર્થનો થર દેવો. એમ કરી છેલ્લો શાષક પદાર્થનો ઘણો જાડો થર

પછી તે ટાંકીમાં ઢોરોનું મૂતર. એઠવાડનું પાણી, વગેરે નાંખવું અને અઠવાડીઆમાં બે વખત ઢોચકીવતે તે પ્રવાહી ખાતર તે ઢગલાની ઉપર છાંટવું. આ ઢગલો તર થાય એટલું બધું પ્રવાહી ખાતર ન મળી આવે તો તે મૂતર વગરેમાં વરસાદનું અથવા નદીનું પાણી મિશ્ર કરી ઉપર કહ્યા પ્રમાણે એક અઠવાડીઆમાં બે વાર છાંટવું. તે ખાડામાંનો પ્રવાહી પદાર્થ બદલવો નહીં. તે નિતરી આવે તો પાછો તેનો તેજ છાંટવો એટલે એક મહિનાની આખરે આ ખાતર તૈયાર થઇ રહેશે. એક મહિનામાં શોષક પદાર્થના થર અને ખાતરના થર વચ્ચે કોઇ પણ જાતનો તફાવત રહેશે નહીં; તે બંને મળી જશે, ત્યાર પછી તે ખાતર કાઢી જમીન ઉપર પાથરવું અથવા બીજી કોઈ પણ રીતે વાપરવું. એકવાર છાપરૂં તથા છોનો ઓટલો બનાવતાં જે ખરજ થશે તે પાકના ફાયદાના પ્રમાણમાં ઘણોજ થોડો છે. જે ખેડૂત લોકોને ત્યાં છાણ નીકળતું હોય તેને પહેલાં છોવાળા ઓટલા ઉપર શોષક પદાર્થનો થર દઈ પછી રોજનું જેટલું છાણ નીકળે તેટલાથી જેટલો થર થાય તેટલો એક બાજુએ કરી તેના ઉપર પાછો શોષક પદાર્થ નાંખવો. બીજે દહાડે તેની જોડેની જગામાં છાણ પાથરી તેના ઉપર શોષક પદાર્થ પાથરવો. એમ કરતાં કરતાં જ્યારે બધો ઓટલો થરથી ઢંકાય ત્યારે બીજો થર દેવાનું શરૂ કરવું.

આ ઉપરની કહેલી ખાતર બનાવવાની રીત ઘણી સારી તથા ફાયદાકારી છે માટે બનતા સુધી અમલમા આણવાની કોશીશ કરવી. જે લોકોથી આ વાત બના શકતી નથા તે બીજી રીતે છાણનું ખાતર બનાવે છે. કેટલાએક લોકો મોટા ખાડા કરી તેમાં છાણ અને શોષક પદાર્થ ઢોર

વતે ગુંદાવે છે. કેટલાએક લોકો ખુલ્લી જગામાં છાણ રાખી તે ઉપર રોજ સવારે શોષક પદાર્થનો પાતળો થર કરે છે. મુખ્ય વાત ધ્યાનમાં રાખવાની એછે કે છાણુ વગેરે પદાર્થમાંના વાયુમાં મિશ્ર થનારા ભાગો કોયલા ઇત્યાદી શોષક પદાર્થ ચૂસી લેછે માટે શોષક દ્રવ્ય તૈયાર રાખી ઉપર કહ્યા મુજબ ખાતર બનાવવાની કોશીશ જરૂર કરવી જોઈએ.

જનાવરોના ખોરાક તથા ઉમર પ્રમાણે તેઓ થકી ઉત્પન્ન થનારા પદાર્થોનું ખાતર જુદા જુદા પ્રકારનું થાય છે જાનવરોના ખોરાક ઉપર સારી જાતના ખાતરનો આધાર હોય છે. જે ઢોર તલને ખોળ તથા કપાશીઆ ખાતું હોય તેનું ખાતર ફકત ઘાસ વીગરે ખાનારા જાનવરો કરતાં વધારે સારૂં હોય છે; તેમજ નાની ઉમરના જાનવરોના મળના ખાતરમાં છોડને પુષ્ટિ આપનારા પદાર્થ થોડા હોય છે. કારણ તેના ખોરાકમાંનો સારભૂત પદાર્થ તેના શરીરનું બંધાણુ થવામાં (હાડકાં વગેરેને પુષ્ટિ આપવા જાય છે. આ કારણને લીધે જુવાન ઢોરના છાણમાં વિશેષ કૌવત હોતું નથી. પુખ્ત ઉમરમાં આવેલા પ્રાણીના ખોરાકમાં જે પદાર્થ આવે છે તેના ઘણા ખરા ઘટકાવયવ ઓછા ન થતાં છાણ વગેરેમાં તેવાને તેવાજ રહેછે કારણ કે મોટા જાનવરોનાં હાડકાં વગેરેની પુષ્ટિ થવાની બાકી હોતી નથી. દુધ ન દેતી ગાયના ખાતરમાં તાકાત ઓછી હોયછે, કારણ કે ખોરાકના ઘટકાવયવોનો ભાગ દૂધમાં વધારે જાય છે.

### નરક.

નરક આ પદાર્થ ઘણીજ ઉત્તમ જાતનું ખાતર છે, માણુસનો ખોરાક જનાવરના ખોરાક કરતાં ઊંચી જાતનો હોય છે. માટે તેઓના મળના ઘટકાવયવો સરસ હોય છે. વધનારા જુવાન માણસના નરકમાં ઓછી તાકાત હોય છે. એનું કારણ ઉપર કહ્યું છે. જાનવરોના તથા માણસના ખોરાકને સરખાવી જોઈશું તો સહેજ જણાશે કે માણસના મળનું ખાતર છાણના ખાતર કરતાં અતિ ઉત્તમ છે.

ચીન અને જાપાન દેશમાં નરકનું ખાતર અસલથી લોકો વાપરે છે, તેથી કરીને તે દેશો ત્યાંની મોટી વસ્તીને ધાન્ય પૂરૂં પાડે છે. કોઈ લોકો એવો શક લાવે કે નરકનું ખાતર વાપરવાથી ખેતરના પાકને નઠારી વાસ વિગેરે આવશે; પણ તેમ નથતાં ઊલટો બધી વાતે તે પાકમાં સુધારો થાય છે. ગુલાબ, આ ફૂલ ઘણું સુંવાળું અને સુંદર હોય છે. તેના છોડને નરકનું ખાતર આપ્યું હોય તો તેના રંગ તથા વાસમાં ઘણો સુધારો થાય છે.

આ ખાતરની ગંધ ન આવે અને તેમાંના વાયુરૂપી પદાર્થ ઉડી ન જાય માટે કેટલાએક ઉપાય કરવા પડે છે, પણ તે ઘણા સહેલા છે. નરકમાં ઉપર કહેલા શોષક પદાર્થ મિશ્ર કરવા એટલે બંને કાર્યો થશે. ગંધ આવતી બંધ પડશે તેમજ વાયુરૂપીપદાર્થ નિકળી જશે નહીં; પછી તે જમીનમાં

ખાતર તરીકે વાપરવું. નરકનું ખાતર વાપરવા સારૂ જુદા જુદા દેશના લોકો જુદા જુદા પ્રયોગ કરે છે. એમાં જે ગંધ આવે છે, તે કળી ચૂનો મિશ્ર કરે તદન નાશ પામે છે. નકરમાં પેહેલાં કળી ચૂનો ભેગો કરી પછી જમીન ઉપર પાતળું પાતળું પાથરી સૂકાવા દેવું ત્યાર પછી તેને કચરી ભૂકો કરી ખોળની માફક બીની જોડે ખેતરમાં નાખવું. દુનિયાંના બધા લોકો કરતાં ચીનના લોકો ખાતરના કામમાં ઘણા વાકેફ છે. તે લોકો નરકમાં કાળી માટી અને ચરબી નાંખી તેનાં ચોરસાં કરી સૂકવે છે. આ ચોરસાંમાં બિલકુલ ગંધ હોતી નથી. ચીનના તથા ફ્રાન્સના રાજ્યમાં એનો મોટો વેપાર ચાલે છે. ઇંગ્લાંડમાં એમાં કળી ચૂનો ઉમેરી ચોરસાં કરે છે.

નરકથી ઉતરતું ખાતર કબૂતર મુરઘાં વગરેનું છે. તેમની અધાર જેમ તાજી હોય છે તેમ તે વધારે ગુણકારી હોય છે.

ઘેટાની લીંડીઓનું ખાતર હલકી જાતનું ગણાય છે. કારણ ઘેટાં જે ખોરાક ખાય છે તેમાંનો તત્વાંશ તેઓનું ઉન બનવામાં જાય છે. એમ છે તોપણ ઘેટાંની લીંડીઓ નકામી ન જવા દેતાં છાણ પ્રમાણેજ તેની સાચવણી કરવી.

દરિઆઈ પંખીની અધારનું ખાતર ઘણા ગેરામાં વાપરવામાં આવે છે. દરિઆમાંના કેટલાક ટાપુમાં માણસની વસ્તી નથી. ત્યાંના ઝાડોપર ઘણા પંખી જઇ બેસે છે. તેથી તેઓની અધાર ઘણીજ મળી આવે છે. કેટલા એક ઉદ્યોગી વેપારી ત્યાં વહાણો લઇ જઈ તે અધાર ભરી આણી દેશાવરો ઉપર ખાતર તરીકે વેચે છે. આ પંખીનું ભક્ષ ફક્ત માછલાંજ હોય છે, તેથી તેઓના મળમાં ઘણો સાર રહે છે. આ જાતનું ખાતર આપણા દેશમાં મળી આવે એમ નથી. માટે તે વિષેનો વિચાર અહીંઆં વધારે કર્યો નથી. જે પ્રાણી માંસ અથવા ઉત્તમ ખોરાક ખાયછે તેનો મળ વિશેષ જોરાવર હોય છે. જે પ્રાણી ઘાસ વિગરે ભાજીપાલો ખાઈ જીવે છે તેનું ખાતર જરા કમજોર હોય છે. પ્રાણીના મળ સિવાય બીજા ઘણા પ્રાણીના શરીરના ભાગ ખાતરના કામમાં આવે છે.

મૂએલાં જાનવરો કોહી જાય છે ત્યારે તેમાંના કેટલાએક ક્ષારવાળા વાયુરૂપી પદાર્થ ઉડી જાય છે, તે બંધ રાખવાને માટે પહેલાં કહેલા (કોયલાનો ભુકો, કાળી માટી, ઇત્યાદિ) શોષક પદાર્થમાં જાનવરોના માંસના નાના કડકા દબાવી રાખવા. એમ કર્યાથી તેમાંનો કોઈ પણ સારભૂત પદાર્થ ઓછો ન થતાં થોડા વખતમાં તે માંસ ખાતર જેવું વાપરવા લાયક થશે.

મુએલાં કૂતરાં, બિલાડાં ઇત્યાદિ નાનાં પ્રાણી કોઇ કોઈ વખતે એમને એમ ઝાડની જડ પાસે ડાટી દેવાં અથવા ઉપર કહ્યા મુજબ શોષક પદાર્થ સાથે ભેગા કરી રાખી કેટલીએક મૂદતે કામમાં આણવા.

**માછલાં.**

દરીઆ કિનારા પાસેના કેટલાએક દેશમાં માછલાં પકડીને એકદમ ખા-

તરના કામમાં આણે છે. માછલાંનું ખાતર ઘણુંજ ઉત્તમ કહેવાય છે તેઓ ઘણાં નરમ હોય છે તેથી જલદી કોહોઇ જઇ છોડનો ખોરાક થઈ પડે છે. ખાતરને વાસ્તે પકડેલાં માછલાં શોષક પદાર્થસાથે મિશ્ર કરવાં એટલે તે કોહોઇ જઈ જલદી કામમાં આવશે. ઉપર છાણનું ખાતર બનાવવાનું કહ્યું છે તે છાણના ઢગલામાંજ માછલાં તથા માછલાં જ્યાં વેચે છે તે જગાનો કચરો નાંખ્યો હોય તો બીજી મહેનત ન પડતાં ખાતર સરસ થાયછે. માછલાં એમનેએમ વાપરવાં હોય તો તે જમીનમાં ઉંડા દાટવાં; નહીંતો તેમાંનો વાયુરૂપી પદાર્થ નીકળી જશે.

## ઊન, ચીથરાં, ચામડું ઈત્યાદિ.

ઊન, ચીથરાં, ચામડું ઈત્યાદિ પદાર્થ જલદી કોહોઈ જતા નથી માટે એમના એમ વાપરયા હોય તો તેઓનું ખાતર ઘણું કામ લાગે છે. એ ખાતરની અસર જમીનમાં ઘણા દિવસ સુધી રહે છે. આ પદાર્થનું ખાતર જલદી થાય માટે તેઓને છાણ ભેગાજ નાંખી કોહોવા દેવા એટલે એને માટે કાંઈ પણ નોખી મહેનત કરવી પડશે નહીં.

જૂનું ચામડું જલદી સડતું નથી માટે એને ઝાડની તળે દાટી મૂક્યું હોય તો કેટલીએક મૂદત બાદ તેની અસર માલમ પડવા લાગશે. સારાંશમાં એટલુંજ કહેવાનું કે પ્રાણીના શરીરના સર્વ ભાગનું ખાતર થાય છે માટે જે જે ભાગ મળી આવે તે તે છાણના ખાતર સાથે કોહોવાડવો એટલે કોઇ પણ જાતની સ્વતંત્ર મહેનત કરવી પડશે નહીં.

## ઝાડના અવયવથી બનતું ખાતર.

પહેલાં જે નદીની માટીનું અને ભેજવાળી જમીનનું ખાતર કહ્યું તે આ જાતના ખાતરમાં ઘણું ઉત્તમ છે. તે જયારે નદીમાંથી કે ભેજવાળી જમીનમાંથી લાવીએ ત્યારે તેમાં ખટાશ હોય છે તે કાઢી નાંખવાને તે માટીને ઘણી મુદત સુધી હવામાં ખુલ્લી મૂકવી, અથવા તેમાં ચૂનો, મીઠું વગરે નાંખી તેની ખટાશ કમતી કરવી ને તે કમી થયે તે ખાતર ગમે તે જાતની જમીનમાં વાપરવું.

લાકડા કરતાં ઝાડની છાલમાં જમીનનો ભાગ ઘણો હોય છે. છાલ જલદી સડતી નથી માટે તેની સાથે ચૂનો મેળવવો પડે છે. ચૂના સાથે મિશ્ર કર્યા પહેલાં એકદમ છાલ ખાતરના કામમાં આણવી નહીં, કારણ તેમાં એક જાતની ખટાશ હોય છે તેથી છોડને ઇજા થાય છે. ચામડાં રંગવાને રંગ કાઢી લીધા પછી જે છાલ રહે છે તેને કોહોવડાવીને ખાતર તરીકે વાપરવી. ઝાડની છાલ બાળી નાંખી તેના રાખોડાનું ખાતર કરવું આ ઘણો સહેલો ઉપાય છે. એમ કરે રાખોડામાં જે ઓગળનારો જમીનનો ભાગ હોય છે તે પાણીથી ઓગળી જઈ છોડનો ખોરાક બનેછે.

લાકડાના વેહેરનું પણ ખાતર થાય છે પણ તે કહોવડાવ્યા વગ કામમાં નથા આ-

વતો. છાલ પ્રમાણેજ એને કોહોવડાવવો ને પછી એને ખાતરના કામમાં આણવો.

ધુમાડાના જાળાનું ખાતર ઘણુંજ ઉત્તમ છે. એમાં ગંધક હોયછે; તે ફક્ત છોડમોજ ખોરાક થાયછે, એટલુંજ નહીં પણ તેની વાસવડે કોઈ જાતનાં જીવડાં પણ થતાં નથી. આ ખાતર બી જોડેજ જમીનમાં નાંખવું. કોબીના છોડ ઉપર તથા તડબૂચના વેલા ઉપર એક મૂઠા ભરી ધુમાડાનાં જાળાં નાખ્યાં હોય તો તેના ઉપર કોઈ પણ જાતના જીવ બેસશે નહીં. બધા લીલા છોડનું ખાતર થાય છે. તળ વગેરે ભેજવાળી જમીનમાં જે છોડ ઊગી નીકળે છે તે ઉપાડી આણી જમીનમાં ગદડી નાખેથી તેનું ખાતર ઘણું સારૂં થાય છે. કોઇ પણ હલકી જાતના છોડનું બીજ આખા ખેતરમાં વાવી તેના ઉપર ફુલ બાઝયા પછી હળવતે તે બધા છોડ જમીનમાં કચરી નાંખવા એટલે તે કોહોઇ જઈ તે વાવેતરના છોડને પુષ્ટિ કરશે. જે છોડનં. જડો જમીનમાં ઘણી ઉંડી જતી હોય એવા છોડ આ કામને માટે પસંદ કરવા, કારણ કે મૂળિયાં જેમ જેમ જમીનમાં વધારે ઉંડા જાય છે તેમ તેમ જમીનમાંના ખાર વધારે ચૂસી લેછે. આવા છોડ જમીનમાં ગદડી નાંખવાથી ઊંડી જમીનમાંના ખાર છેક ઉપરની જમીનમાં રહી જાયછે. ધાન્ય વગેરેનાં મૂળિયાં જમીનમાં ઉંડાં જતાં નથી તેથી તેને આ ઉપરની જમીનમાં રહી ખાર પુષ્ટિ આપે છે.

## ૨. ખનિજ.

છોડ બાળીને તેની રાખોડીનું પૃથક્કરણ કરી તેની અંદર ખનિજ પદાર્થ (જમીનમાં પેદા થનારા પદાર્થ) વિદ્વાનોએ શોધી કાઢયા છે તે ઉપરથી સિદ્ધ થએલું છે કે દરેક જાતના છોડમાં સર્વે પદાર્થ હોતા નથી; એકમાં સાજીખાર વધારે હોય તો બીજામાં સુરોખાર વધારે, ત્રીજામાં ચૂનો વધારે, એવી રીતે આ પદાર્થ વત્તા ઓછા હોયછે. તેમજ એક જાતના છોડના જુદા જુદા ભાગમાં પણ વધારે ઓછા આ પદાર્થ હોય છે. ચૂનો, સાજીખાર ઈત્યાદિ પદાર્થ ઝાડના ઘટકાવયવ છે, માટે તે જમીનમાં હોવાની અવશ્યતા હોય છે. કેટલીએક જમીનમાં તો આ પદાર્થ સ્વાભાવિક રીતે હોય છે અને કેટલીએકમાં છેક ઓછા હોય છે. સામાન્ય નિયમ એ છે કે જમીનને ફળદ્રુપ કરવાને વાસ્તે છોડના રાખોડામાં હોનારા બધા પદાર્થ જમીનમાં નાંખવા જોઇયે. આ પૂરતી રીતે અમલમાં આણવાને વાસ્તે જમીનના ઘટકાવયવની માહિતી સારી હોવી જોઈએ. ખેતરના ધણીને પોતાના ખેતરની જમીનનો અનુભવ હોય છે, તેથી જમીનમાં કમતી શું છે તે તેને જણાય છે. જે ભાગ કમતી હોય તે ભાગ ઉમેરીને જમીન સારી હાલતમાં આણવી.

### સાજીખાર (પોટાશ.)

આ ખાર જમીનમાં કમતી હોવાનાં બે કારણ છે. એકતો અસલથીજ એ જમીનમાં ઓછો હોય છે. બીજું ઘણા વરસથી જમીનમાં ખેતી કરવાથી ધાન્યના છોડ ચૂસી લઇને તેને ઓછો કરી નાંખેછે. આ ખાર દરેક જાતના

લાકડાની રાખોડીમાં હોય છે. આપણા દેશમાં ખેડુ લોકો છાણના ઢગલામાં રાખોડા નાંખીને તે બન્નેને ખુલ્લાં રહેવા દેછે; તેથી તેના ઉપર વરસાદ વરસીને તેમાંનો તત્વાંશ ધોવાઈ જાય છે. અથવા તાપથી વરાળના રૂપમાં નીકળીને હવામાં મળી જાયછે. આ અજ્ઞાનતા ભરેલી વાતને ન અનુસરતાં બીજા દેશના લોકોનું ઉદાહરણ લેઈને તેઓની રીત પ્રમાણે વર્તીશું તો તેમાં આપણું કલ્યાણ છે. લાકડાનો રાખોડો ખુલ્લા મેદાનમાં ન મૂકતાં ઉપર છાણનું ખાતર બનાવવાની જે રીત કહીછે તે પ્રમાણે એને પણ સાચવવો. શોષક પદાર્થ સાથે મિશ્ર કરીને ઢગલામાંજ નાંખી મૂકવો. એટલે બધાનું એકઠું ઉત્તમ ખાતર બની રહેશે.

## મીઠું (સોડા.)

જે કારણથી સાજીખાર જમીનમાંથી કમતી થાયછે તેજ કારણથી આ ખાતર પણ ઓછું થાય છે. ઉપર કહ્યા મુજબ ચૂનામાં મિશ્ર કરીને મીઠું ખાતર તરીકે વાપરવું એ ઉત્તમ માર્ગ છે. મીઠું એમનુંએમ પણ જમીનમાં વપરાય છે. ઘણુંજ મીઠું વાપરવામાં આવે તો છોડને બાળી નાંખે છે. એક એકર જમીનમાં દોઢ મણ એ પ્રમાણથી મીઠું નાંખે તો ઘણો ફાયદો થાય છે. આ પ્રમાણે મીઠું વાપરતાં છોડ ઉપર જીવડાં થતાં બંધ થાયછે એટલુંજ નહીં પણ એનું ખાતર પણ ઉત્તમ થાય છે. આ ખાર છોડને તરત પુષ્ટિ આપેછે. પહેલાં કહેલા છાણના ખાતરના ઢગલામાં થોડું મીઠું નાંખ્યુ હોય તો તેમાં થતાં જીવડાંનો નાશ કરી તેને બગડવા દેશે નહીં. મીઠું અથાણામાં નાંખેથી જેમ તેને બગડવા દેતું નથી તેમ છાણ વગરે પદાર્થના ઢગલામાં નાંખ્યું હોય તો તે તેનો પણ બચાવ કરેછે.

## ચૂનો.

ચૂનાનો વિષય ઘણા મહત્વનો છે. દરેક જાતના છોડમાં આ પદાર્થ હોય છે. કેટલાએક છોડના રાખોડામાં તો અડધ કરતાં પણ વધારે જોવામાં આવે છે. ચૂનો છોડનો એક ખોરાક છે એટલુંજ નહી પણ એથી જમીન ઉપર ઘણી જાતની અસરો થાયછે, તે નીચે મુજબ:—

૧. ભેજવાળી જમીનમાંના ભાગ કોહી જવાથી જમીનમાં જરા ખટાશ ઉત્પન્ન થાય છે. આ ખટાશને લીધે નિંદણ ઘણું ઊગી આવે છે તેથી ધાન્યના છોડને હરકત થાયછે. એવે ઠેકાણે જરા ચૂનો વાપર્યો હોય તો તે ખટાશનો નાશ કરી નાંખે છે.

૨. ખાતરમાં હોનારા પ્રાણીજ પદાર્થને ચૂનો જલદી કોહોવડાવી છોડને પુષ્ટિઆપનારો એમોનિઆ નામનો વાયુરૂપી પદાર્થ તેમાંથી છૂટો પાડેછે.

૩. ચૂનો જમીનમાં હોનારા કેટલાએક ખનિજ પદાર્થનો ભૂકો કરી તે ઓગળી જાય એવી સ્થિતિમાં આણેછે. આ ખનિજ પદાર્થ જમીનમાં ઓગળી ગએ જમીનમાં કાંઇક રસાયનિક સુધારા થાય છે.

૪. ઉપર કહેલા રસાયનિક ફેરફાર થયા પછી જમીનના ઘટકાવયવો

છોડનો ખોરાક થઇ પડે છે. આ બધી વાતો ખાતરમાં ચૂનો નાંખવાથી થાયછે. ખાતરમાં ચૂનાનો કાંઈ પણ ભાગ ન હોય તો તેમાંના પદાર્થો જલદી સડે નહિં તથા તેમાંના ઘટકાવયવનો ખોરાક જલદી બને નહિ.

આ ઉપર કહેલી વાતો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ચૂનો ફક્ત છોડનો ખોરાકછે એટલુંજ નહિં પણ છોડ ઉપર બીજી ઘણી ફાયદાકારી અસર કરેછે.

ખાતરને માટે છીપોનો ચૂનો ઘણો ઉત્તમ ગણાયલો છે. દરીયા કિનારા ઉપરના થોડાકજ લોકોને તે મળી આવવાનો સંભવછે માટે તે વિષે અહિં-યાં વિશેષ ધ્યાન કરયું નથી.

ઈમારતી કામમાં વપરાતો સારો ચૂનો ખાતરના કામમાં આવેછે. મૈડિયા એકઠા કરી તે પકવી જમીનમાં નાખવા અથવા તે પકવેલા મૈડિયાનો ભુકો થાય એટલું પાણી તેના ઉપર રેડી પછી વાપરવા.

કળીચૂનો પણ કેટલેક ઠેકાણે વાપરવામાં આવેછે. મીઠાનું પાણી છાં-ટેલો ચૂનો વાપરવો એ વાત પહેલાંજ કહેવામાં આવી છે. ખનિજ પદાર્થ ઉપર ચૂનાની અસર કરવી હોય તો ફક્ત ચૂનોજ વાપરવો, પણ ભોંયમાંના પ્રાણીજ કે વનસ્પતિનું ખાતર કોહોવડાવવાની જરૂર હોયતો મીઠાનું પાણી છાંટેલો ચૂનો વાપરવો.

વરસાદના પાણીથી જમીનમાં ઓગળી જાય એવી રીતે ભોંયની સ-પાટી ઉપર ચૂનો નાખવો.

શોષક પદાર્થ સાથે મિશ્ર કર્યા સિવાય ચૂનો પ્રાણીજ ખાતરમાં નાંખવો નહીં.

## ગંધકનો તેજાબ.

વનસ્પતિના રાખોડામાં ગંધકનો તેજાબ હોયછે, પણ કેટલીએક જમી-નમાં તે ઘણો ઓછો હોયછે. આ તેજાબ પુષ્કળ પાણીમાં નાંખીને તેની તાકાદ કમતી કર્યા પછી પહેલાં કહ્યા પ્રમાણે છાણના ખાતરના ઢગલા ઉપર નાંખવો, અથવા છાણના ખાતર પાસે ટાંકી કરવાની ઉપર કહી છે, તેમાં મહીનામાં એકવાર અચ્છેર નાંખવો. એટલે તે છાણનું ખાતર ઘણું ફા-યદાકારી થઈ પડશે.

સુકા હાડકામાં ⅓ પ્રાણીજ પદાર્થ અને ⅔ ખનિજ પદાર્થ હોયછે. માટે હાડકાં બંને જાતના (પ્રાણીજ તથા ખનિજ) ખાતરના કામમાં આવેછે.

ખાતરના કામમાં હાડકાંનો ઉપયોગ જૂદી જૂદી રીતે કરે છે. કેટલેક ઠેકાણે આખાંને આખાંજ વાપરવામાં આવે છે. એવી રીતે વાપરેલાં હાડકાંની અસર જમીન ઉપર કાળાંતરે થાયછે માટે આખાં હાડકાં વાપરવાં નહીં. ઝીણાં કચ-રેલાં પાંચ શેર હાડકાંથી જેટલો ફાયદો થાય તેટલો વગર કચરેલાં મણ હાડકાંથી પણ થવાનો નથી. હાડકાં અથવા કોઈપણ જાતનું ખાતર જેમ બારીક હોય તેમ વ-ધારે સારૂં. કારણ તેના ઝીણા કણ જલદી ઓગળી જઈ તે છોડનો ખોરાક થઇ પડેછે.

ઉપર હાડકાં ઘણાં ઝીણાં કરી વાપરવાં એમ કહ્યું પણ તે કચરી

બારીક કરવાં એ ઘણું મુસીબતનું કામ છે. તે નરમ કરવાની યુક્તિ નીચે મુજબઃ—

એક પીપ લઈ તેમાં પહેલાં હાડકાંનો ચાર ઇંચ જાડાઈનો થર દેવો, પછી તે થર ઉપર ચાર ઇંચ રાખોડીનો થર દેવો. એવી રીતે પીપ ભરાતા સુધી એક બીજા ઉપર થર દેવા. આ હાડકાં તથા રાખોડા હમેશાં ભીનાં રહે માટે તે ઉપર કોઈ કોઇ વખતે પાણી છાંટવું. છોડને પુષ્ટિ આપનાર વાયુરૂપી પદાર્થ હાડકામાંથી ઉડી ન જાય માટે કોઈ કોઈ વખતે પાણીમાં મિશ્ર કરેલો ગંધકનો તેજાબ છાંટવો. એક વરસ સુધી આ સ્થિતિમાં રહ્યાથી હાડકાં સહેજ કચરાય એવાં થઈ જશે. આ હાડકાં તથા તેની સાથેનો રાખોડો આ બંને ચીજોનું ખાતર આપણા દેશના ઘણાએક ધાન્યને માફક આવશે.

બાળેલાં હાડકાંના ચુરામાં ગંધકનો તેજાબ નાંખવાથી ખાતર બને છે. કાચાં હાડકાં કરતાં બાળેલા હાડકાંની અસર જલદી થાયછે.કારણ તે જલદી ઓગળીશકેછે.

બધા દેશી જમીનદાર લોકોને ટુંકામાં કહેવાનું એછે કે દરેક જાતના ખાતર વિષે જૂદી જૂદી મહેનત ન કરતાં ફક્ત છાણના ખાતર સાથે તરતીબ કરવાની કહીછે તે મુજબ કરવાને કોશીશ કરવી. તેમ કરવાથી તેમને માલમ પડશે કે, થોડા વખતમાં તથા થોડી મહેનતમાં ઘણો ફાયદો થાય છે. દરેક ખુણામાં ઉપર કહ્યા મુજબ છોનો એક ઓટલો કરી, તેની પાસે એક ટાંકી બનાવી, તે ઓટલા ઉપર એક છાપરૂં બાંધવું. પછી કોયલા, કાળી માટી વગેરે શોષક પદાર્થ ભેગા કરી જેમ જેમ છાણ મળે તેમ તેમ તેમાં મિશ્ર કરી તે ઓટલા ઉપર નાંખવું. ઢોરોનું મૂતર, ચોખાનું ઓસામણ, અજીઠવાડનું પાણી, વવગેરે તે ટાંકીમાં રાખી તે છાણના ઢગલા ઉપર છાંટી હમેશાં તે ઢગલો ભીનો રાખવો.

ઉપર ખાતરના જેટલા પદાર્થ કહ્યા છે, તેમાંથી જે કોઈ મળી આવે તે છાણના ઢગલામાં નાંખી કોહોવા દેવો. આવી રીતે ખાતર બનાવવામાં કોઈ પણ જમીનદાર લોકોને કોઇ પણ જાતનો ખરચ પડશે નહીં. ફકત એકવાર છોવાળી જમીન, ટાંકી, ને છાપરૂં કરવું પડશે. પણ આ એકવાર એ પ્રમાણે કર્યું એટલે તે ઘણા વરસ સુધી ચાલશે.

આપણા દેશમાં દિનપરદિન પ્રજા વધતી જાય છે. પણ જમીન તેવીજ રીતે વધી એવું કોઈ દહાડો સાંભળવામાં આવ્યું નથી. જે ગામમાં પહેલાં હજાર લોકની વસ્તો હતી ત્યાં દશ હજાર પ્રજા થઈ છે. હજાર માણસને માટે ખોરાક ઉત્પન્ન કરનારી જમીન દશ હજારનો ગુજારો ચલાવે એ અશક્ય છે. આપણે બધા એમ કહીએ છીએ કે અમારા વડીલોના વખતમાં અમારા ઘરમાં ઘણું સુખ હતું અને હાલ અમે ઘણી તંગી વેઠીએ છીએ. એનું કારણ શું તેનો જો વિચાર કરીએ તો માલમ પડશે કે પ્રજાનો વધારો. એ વાત એક ઉદાહરણ આપી વધારે સ્પષ્ટ રીતે બતાવું છું. એક કુટુંબના એક પુરૂષે ૨૦૦ વરસ ઉપર એક વતન સંપાદન કર્યું, આ વખતે તેને પાંચ છોકરા હતા. પાંચ છોકરા અને તેઓની સ્ત્રિઓ અને વતનના સંપાદક પુરૂષો સર્વે મળી

૧૨ માણુસ હતાં. આ બાર માણુસનું સારી રીતે ગુજરાન ચાલે એટલી પેદાશ તે વતનમાંથી થતી હતી. પછી વતનનો મેળવનાર મરી ગયો. પાંચ પુત્રોએ એ વતન વહેંચી લીધું, પછી તે પાંચે જણમાંના દરેકને પાંચ પાંચ છોકરા થયા, એવી રીતે કુટુંબનાં માણુસો વધતાં ગયાં પણ વતનની જમીનમાં વધારો ન થતાં દરેકને ભાગે ટુકડો ટુકડો ગયો. આ કુટુંબના એક પુરૂષના ભાગમાં જમીનનો એક નાનો સરખો ટુકડો આવ્યો અને તેના કુટુંબનાં દશ માણુસ હતાં. હવે આ પુરૂષ " અમારા બાપદાદાના વખતમાં ઘણું સારૂં હતું " એમ કહે એમાં કાંઇ નવાઈ નથી. આ કુટુંબનું ઉદાહરણ એક ગામને લાગુ પડાય ને ગામનું પરગણાને અને પરગણાનું આખા દેશને લાગુ પડાય. એ ઉપરથી સહેજ જણાશે કે દિનપર દિન નબળી દશા આવેછે, તેનું કારણ પ્રજાનો વધારો છે. આ દુખમાંથી ઉગરવાનો એક ઉપાય જણાય છે તે એ કે જેમ બને તેમ જમીનના પાકની શક્તિ વધારવી એટલે હાલ જેટલી પેદાશ થાય છે તેથી વધારે થાય કેમકે ખેડ, ખાતરને પાણી રીદ્ધ તાણી લાવે છે.

ઓ મારા પ્રિય વાંચનારાઓ તમે સર્વે સાંભળ્યું હશે, ને તમારામાંના કેટલાએકના તો અનુભવમાં પણ આવ્યું હશે કે પરોપકાર કરવો એ ઘણું સારૂં કામ છે પણ શા સારૂ એમ છે, એની ચર્ચા મારા જાણવા પ્રમાણે થયલી નથી, તેથી તથા ચર્ચા થયેથી લોકોમાં કદાચ એ ગુણ દૃઢ થાય, માટે હું આ નિબંધ લખું છું. એ નિબંધ વાંચશો, વંચાવશો, અને એ બાબતની ચર્ચા ચલાવશો તો, મારો લખવાનો હેતુ સાર્થક થયો એમ હું માનીશ.

પારકાપર ઉપકાર કરવો અથવા બીજાનું ભલું કરવું એવો અર્થ પ-રોપકાર શબ્દમાં સમાયલો છે. શબ્દની વ્યુત્પત્તિમાંજ એ અર્થ રહેલો છે. બીજાનું હિત ઈચ્છવું, ભલું કરવું, એ વૃત્તી મનુષ્યના હૃદયમાં થાયછે. ને વિશેષે કરીને સારા માણુસમાં એ ઘણી જોવામાં આવે છે. એ પરથી સ્પષ્ટ જણાય છે જે એ વૃત્તી ઈશ્વર દત્ત છે ને તેથીજ એ સંસ્કાર સર્વે મનુષ્યોમાં હોય છે; માત્ર એટલોજ ફેર કે કેટલાએકમાં એ ઘણો વિસ્તાર પામે છે, ને કેટલા-એકમાં થોડો ઘણો દબાઇ જાય છે. વિચારવંત પુરૂષો જગતની સ્થિતિ તથા બંધારણપર વિચાર કરે છે ત્યારે એ વૃત્તી કેળવવાની તેઓને ઘણી જરૂર લાગે છે; કારણ જગતમાં એક બીજાનો સહાયથી સારી સ્થિતિ ભોગવાયછે. એમ ધારો કે કોઈ માણુસ બીજા સાંથે જગતમાં સંબંધ ન રાખે ને પો-તાનાજ સામર્થ્યથી પોતાનો સઘળો વ્હેવહાર ચલાવવાનું ઈચ્છે, તો તે માણુસની સ્થિતિ ઘણી અધમ માલમ પડશે. કદાચ એમ પણ બને કે, તેનો નિર્વાહ ચાલે પણ નહીં. એક બીજાને મદદ કરેથી જરૂરની વસ્તુઓ સેહેજ મળે છે ને સંસાર સારી રીતે ચાલે છે. આ કારણને લીધે જગતમાં એક બીજા સાથે વ્યવહાર ચાલેલો છે. એ વ્યવહારમાં માણુસો પોતાની મહેનતનાં ફળો એક બીજાને આપે છે અને તે આપતાં સાટુ યા અદલાબદલી

કરે છે. એ બાબતમાં એક બીજા સાથે વ્યવહાર અથવા પરસ્પરાશ્રય એની સાથે સ્વાર્થ રહેલો છે. માટે લોકો એને પરોપકારમાં ગણતા નથી, કારણ સામાન્ય રીતે જોતાં પરોપકારમાં ફળની અપેક્ષા હોતી નથી ને આવા સાટામાં તો ફળની ઇચ્છા હોય છે. તોપણ એક રીતે જોતાં એવા પરસ્પરાશ્રય સાથે ભળેલા સ્વાર્થને પણ પરોપકાર કહીએ તો કાંઈ હરકત જેવું નથી; સબબ સઘળા પ્રકારનો સંબંધ આ દુનિઆંના સૂખની સાથે હોયછે, યા તો હવે પછી થનાર ભવના સૂખની સાથે હોય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પરોપકારનું મૂળ એક બીજા સાથે વ્યવહાર અથવા તો પરસ્પરાશ્રય છે. પરસ્પરાશ્રય જગત્કર્ત્તા તરફથી થયેલો છે. એમ માનવાને ઘણાં કારણોછે. આથી પરોપકાર વૃત્તિનાં બીજ ઇશ્વર તરફથી આવેલાંછે એ વાતને ઘણી પુષ્ટિ મળેછે.

પરસ્પરાશ્રય અથવા તો જગતમાં એક બીજા સાથે વ્યવહાર એમાંથી અનેક ધર્મોને વૃત્તિઓ નીકળે છે. જેમકે ભાઇચારો, સત્યતા, ઉદારતા, કૃતજ્ઞતા, સભ્યતા, દયા, સંપ ઇત્યાદિ. માટે એ વૃત્તિઓ અને ધર્મો સાથે પરોપકારને ઘણો સંબંધ હોય છે. એ વૃત્તિઓ પ્રમાણે જે ચાલતા હોય તેનામાં પરોપકાર હમેશ હોય છે. એ વૃત્તિઓ પ્રફુલિત થાય તો પરોપકાર બુદ્ધિ પણ પ્રફુલિત થાય માટે જગતમાં વસનારા સર્વે માણસોએ એ ગુણો જેટલા કેળવાય તેટલા કેળવવા. તેમ કર્યાથી મનુષ્ય જાતીના સૂખમાં વધારો થાય છે. આ કારણને લીધે સાધુ પુરૂષોએ પરોપકારના ઘણી પ્રસંશા કરેલી છે. વ્યાસાચાર્યે તો અરાઢે પુરાણો ઉથલાવી આખરે એવું તત્વ શોધી કાઢયું કે પરોપકાર કર્યાથી પુણ્ય થાય ને પારકાને પીડા કર્યાથી પાપ થાય છે.

**आत्मवत् सर्व भूतानि पश्येत्** એટલે પોતાના જેવા સર્વ પ્રાણીઓને ગણવા. એને બરોબર રીતે સમજીએ તો પરોપકારી થવામાં આપણને ઘણી મદદ મળશે. તેમજ નીચેના ભગવદ્ગીતાના શ્લોકપરથી પણ મદદ મળે એવું છે.

**आत्मौपम्येतसर्वत्रसमंपश्यातीयोर्जुन. ॥**

**सुखंवायादिवादु :खसंयोगींपरमोमत. ॥**

કારણ એ બંનેના ભાવાર્થ ઉપર બરોબર લક્ષ આપ્યાથી આપણને માલમ પડશે કે આ કરવાથી બીજાને સૂખ થશે અને આ કરવાથી બીજાને નુકસાન અથવા પીડા થશે. પહેલાં પોતાના પર બીજો કોઈ તેવુંજ કાર્ય કરે તો તેની અસર કેવી થાય છે તે જોવી, ને ત્યાર પછી તે પરથી સામા આદમીના પર કેવી અસર થશે એટલે તેને સૂખ થશે કે દુખ થશે તેનું અનુમાન કરવું. કયા કાર્યથી બીજાનું હિત થાય છે ને કયાથી અહિત થાય છે એની સમજ પડી એટલે પરોપકાર બુદ્ધિવાળો માણસ હિત થાય એવાં કાર્યો કરેછે. ને અહિત યા નુકસાન થાય એવાં કાર્યો છોડી દેછે. માટે સર્વ

જણોએ આ મહા વાક્યપર યથાર્થ લક્ષ દેવું.

કોઇને ખોટા કામમાં સહાય થવું નહીં. કારણ એવી રીતે મદદ કરીએ તો એક બીજા સાથે વ્યવહાર સારી રીતે ચાલે નહીં ને એવી મદદ એ પરોપકાર પણ ગણાય નહીં.

કોઇએ કદી એમ ધારવું નહીં કે હું તો નકામો પ્રાણીછું મારાથી કોઈને મદદ થવાની નહીં, કારણ તણખલું પણ કોઇ કોઇ વખતે ઘણું ઉપયોગનું થઈ પડે છે તોપછી મનુષ્ય ઉપયોગી કોઇ પ્રસંગે થઈ પડે એમાં શી નવાઈ?

સઘળાનું ભલું ઈચ્છવાથી પરોપકાર બુદ્ધિ મનમાં દૃઢ થાયછે. તેવી રીતે દૃઢ થાય એટલે સહેજ એવું કરવાની વૃત્તિ થઇ તો પછી મન જ્યારે તેવું કાર્ય કરાવશે ત્યારેજ તે સંતુષ્ટ થઇને બેસશે. માટે હમેશ બધાનું ભલું ઇચ્છતાં રહેવું. બીજાને ખરા ભાવથી મદદ કરીએ, તો તે આપણને ચહાશે. ને સારા દીલનો હશે તો જીવતાં સુધી કૃતજ્ઞ રહેશે, વળી તે તેના ઉપકાર કરનારનું મુખ જોઈ ખુશી ખુશી થશે. આનો ભાવ આપણામાં ચાલતી કહેવત "કામ કર્યું તેણે કામણ કર્યું" એથી યથાર્થ ઉતરે છે.

પરોપકારની સાથે સત્યતા, ભાઈચારો વગેરે પરસ્પરાશ્રયમાંથી નીકળતા ગુણોનો ઘણો સંબંધ છે, એ ઉપર બતાવ્યું છે. માટે ખરા પરોપકારા થવા સારૂ લોકોએ સાચું બોલવાની ટેવ રાખવી. એક બીજા સાથે ભાઇ પ્રમાણે ચાલવું. આપત્ય સમયે બને તેટલી મદદ કરવી, કોઈને ઉદ્યમે લગાડવા સારૂં મોટું મન રાખવું, જાતિશ્રમ વેઠવો, દ્રવ્યની યથાશક્તિ જરૂર જણાયે, સહાય કરવી. વળી પ્રત્યેક મનુષ્યે યાદ રાખવું કે જગતના બંધારણને લીધે એક બીજાના આશ્રયથીજ હું અનેક પ્રકારનાં સૂખો ભોગવું છું. તેનો બદલો પરસ્પરાશ્રયમાંથી નીકળતી વૃત્તિઓ પ્રમાણે ચાલુંતો વાળી શકાય એમ છે, માટે હું તો એ વૃત્તિઓ પ્રમાણે ચાલીશ એવો નિશ્ચય જો કોઈના મનમાં થાય તો, તે પછી બીજાને કોઈ પણ પ્રકારે મદદગાર થશે.

પરોપકાર હમેશાં થાય એવો છે. સાચું બોલવામાં સભ્યતાથી ચાલવામાં, સંપથી એક બીજા સાથે રહેવામાં, વગેરે સઘળે ઠેકાણે પરોપકાર રહેલો છે. બારીકીથી વિચાર કરીએ તો આપણને માલમ પડી આવશે કે જે કાર્યોથી બીજાને દુખ થતું નથી, તે કાર્યોમાં તેમજ જે કાર્યોથી બીજાને સૂખ થાય છે, તે કાર્યોમાં, થોડો ઘણો પરોપકાર રહેલો હોય છે. વળી પરોપકાર એ એવી ઉત્તમ વસ્તુ છે કે જેનું સારૂં થાય તેનું મન ખુશ થાયછે. એટલુંજ નહીં પણ સારૂં કરનારના જીવને પણ આનંદ થાયછે. એનો મહિમા એવો તો જબરો છે કે જ્યાં પરોપકાર બુદ્ધિ હોય છે ત્યાં આગળથી લોભ અદેખાઇ, જુઠાઈ વગેરે નીચ ગુણો નાબુદ થાયછે.

હાલ આપણા દેશમાં પરોકાર બુદ્ધિ ઘણી ઓછી થઇ ગઇ છે એમ માનવાને ઘણાં કારણો છે. અસલના વખતમાં એમ નહોતું. ગ્રીસ અને ચી-

નના લોકો અત્રે બે હજાર વરસ પર આવ્યા હતા, તેમના લેખોપરથી એમ જણાય છે જે તે વખતે અત્રેના લોકો સત્યવાદી, સભ્યતાવાળા, ને વિચીક્ષણ હતા. હાલ તેથી ઉલટો મત પરદેશીઓ આપણા વિષે બાંધે છે. એમ થવાનું કારણ શું? તેનો જો વિચાર કરીશું તો જણાશે કે હાલ પરોપકારબુદ્ધિ થોડી છે ને નીચા પ્રકારની સ્વાર્થબુદ્ધિ ઘણી છે. એ નીચા પ્રકારની સ્વાર્થબુદ્ધિને લીધે હાલ કુસંપ, અવિશ્વાસ, જુઠાઇ, વગેરે ખરાબ કરનાર ગુણો વધી ગયા છે. માટે ઓ, મારા દેશી ભાઈઓ. આપણા પોતાના ભલાને માટે, આપણા દેશની ખાતર, ને જગતના હિતને વાસ્તે આપણે બને તેટલા પરોપકારી થવું; એવો નિશ્ચય રાખવો ને તે પ્રમાણે વર્ત્તવું. જે લોકોને પરોપકારના મૂળની ખબર ન હોય તેમને તે વિષે સમજ પાડવી ને તેઓના મનમાં ઠસાવવું કે પરોપકાર એ પુણ્યછે. પરોપકાર અનેક રીતે અને હમેશ થઇ શકે એવો છે ને તેમ જો આપણે કરીશું તો ઇશ્વરકૃપાથી કાળાંતરે કદાચ પરોપકારબુદ્ધિ આપણા લોકોમાં વધશે. તેથી વાંચનારાઓને વિનતિ કરૂંછું કે તેમણે આ નિબંધનો ગ્રહણ કરવા યોગ્ય સાર કાઢી લોકોને તે વિષે સમજુતી આપવી.

આ નિબંધમાં પાંચ સિદ્ધાંતો છે, તે યાદ રાખવા જોગ છે એમ ધારી નીચે લખ્યા છે.

(૧) પરોપકારનું મૂળ — પરસ્પરાશ્રય એટલે એક બીજાની સાથે વહેવાર અથવા સંબંધ.

(૨) પરોપકારમાં પુણ્યછે, ને એમાં ઘણીખરી નીતિનો સમાવેશ થાયછે, ને એથીજ તે જળવાય છે.

(૩) પરોપકાર બુદ્ધિને સત્યતા, ભાઈચારો, સભ્યતા વગેરે ગુણો પુષ્ટિ આપેછે.

(૪) જ્યાં ખરો પરોપકાર ત્યાં સત્યતા, ભાઇચારો વગેરે સદ્‌ગુણો હોય છે ને ત્યાં આગળથી કુસંપ, અદેખાઈ જુઠ્ઠાઈ વગેરે દુર્ગુણો નાસી જાય છે.

(૫) એક બીજાને સહાય થવું અથવા પરોપકાર કરવો એ પ્રત્યેક માણસના હાથમાં છે.



---

લખનાર તાપીદાસ દયારામ મહેતા.

આ વિષયને મથાળે અંક ૯ મો "પરોપકાર" એવું લખવું છાપનારની ભુલથી રહી ગયું છે માટે તે પાને સુધારી લેવું. બુ. ગો.

# અંક દશમો.

## * પ્રતિજ્ઞા.

ઓ મારા સ્વદેશી મિત્રો, તમારા અત્યંત હિતને માટે એક સારી વાત કહું છું, તે તમે ખૂબ ધ્યાન દઈ સાંભળો. તમો સર્વેનું કલ્યાણ થાય એટલીજ મારી ઈચ્છા છે. તમે મનમાં સારી પેઠે વિચાર કરશો એટલે આ વાત ઘણીજ ઉપયોગી છે, એવું જણાયા સિવાય કદી રહેનાર નથી અને હું કહું છું તે વાત ખરી ને વાજબીછે એવી તમારી પક્કી ખાતરી થશે.

આપણા લોકોમાં એક મોટો દુર્ગુણ છે, તે જોઇ મને ઘણો ખેદ થાય છે, અને તેથી આપણી ઘણી અવદશા થાય છે, એ મેં ઘણીક વખત જોયું છે. મને લાગે છે કે એ વાત સમજાવી દીધાથી સાવચેત થશો. તમારા દુર્ગુણનું વિવેચન કરવું એ મને ભારે દુઃખદાયક લાગે છે. પરંતુ જો હું ન કરૂં તો તમારો દુર્ગુણ તમને સમજાવાનો નહીં; અને તમારા હિતની વાત મને સમજાયા છતાં તે હું તમને ન જણાવું તો પછી હું તમારો હિત મિત્ર શાનો? માટે હવે હું તમને તમારો આચાર પ્રપંચમાં, વ્યવહારમાં અને પરમાર્થમાં અહોનિશ કેવી રીતે દગો દઇ તમને ખરાબ કરેછે તે દેખાડી આપું છું. ખુલ્લી રીતે દેખાડવામાં બે કડવા બોલ કહેવા પડે, તો તમે કૃપા કરી ક્ષમા કરશો, કેમકે હું તમારો શુભ ચિંતક અને તમારામાંનોજ છું. મારો મનોર્થ એટલોજ છે કે દુર્ગુણ તમારામાં છે, એમ તમારી ખાતરી થયે તમે તેને છોડી દો ને સૂખી થાઓ.

તે દુર્ગુણ કયો પૂછશો, તો તેનું નામ **ખોટાસોગન.** તમે ખોટા સોગન મનસ્વી લો છો, અને ઈશ્વરનો કંઈ ભો રાખતા નથી; એ મોટો દોષ છે. ખોટી પ્રતિજ્ઞા એ કેવો ગુનો છે, અને એ પાપ કરે, શો અનર્થ થાય છે, એ વાત ધ્યાનમાં ન લેતાં ઘણાજ લોક નિર્ભયતાથી ખોટા સોગન લે છે. આ અપરાધ આપણા દેશમાં ઘણો ચાલી રહ્યો છે એવું હું એકલો જાણું છું એમ નથી, પણ કાળે કરીને તમામ લોકોમાં એ બેઆબરૂ ભરેલી વાત પ્રસિદ્ધ થયેલી છે. એ વાતનો તમે વિચાર કરતા નથી, માટે લોકો બહાર શું કહે છે એ તમને જણાતું નથી; પરંતુ એ વાત ચોગરદમ ફેલાઇછે. એ વિષે તમારી ખાતરી કરવાને મારી પાસે ઘણાં સાધનો છે, તેમાંનું એક હાલ કહું છું. એક સ્ત્રીએ હિંદુસ્તાનની હકિકતનું પુસ્તક સન ૧૮૩૩ની સાલમાં લંડનમાં છપાવેલું તેના પહેલા ભાગમાં પાને ૮૭મે લખેલું છે તે આ પ્રમાણે—

"ફોજદારી કામમાં કેદીએ ગુનો કર્યો છે કિંવા નહીં એ ઠરાવવું હિંદુસ્તાનમાં ઘણુંજ અગત્યનું છે. એનું કારણ કેદીને ખોટી સાહેદી આપનારા લોકો સહેજ મળી આવે છે. ખોટી સાક્ષી પુરવી એ પાપ કિંવા અધર્મ છે એમ

---

* લખનાર રાવસાહેબ પરમાનંદ ભોળાભાઇ પારેખ.

હિંદુ લોકને લાગતું નથી. એ બદલ સજા થશે એનો તેમને ડર નથી, પરંતુ એથી ઉલટું લોકોમાં આબરૂ વધશે એવું તેમને લાગે છે. મોટા દરજ્જાના લોક ખોટા સોગન લેવાને કહે છે, અને જે ખોટા સોગન લે છે તેને શાબાશી આપેછે. તેના મનમાં કાંઈ ખરાબ લાગતું નથી. ખોટા સાક્ષિઓ જોઈએ તેટલા જોઇએ તે કામમાં એક આનો આપવાથી તો મળે છે. એવી હિંદુસ્તાનના લોકોની સ્થિતિ સર વિલ્યમ જોન્સ સાહેબ લખે છે."

મને પણ યાદ છે કે જેની યોગ્યતા અને વિદ્યા એ મોટાઈ છે તે પણ ખોટા સોગન ખાવાને વખતે બીહીતો નથી. તો પછી અડાણી ઠોઠ લોકનું તો શું કહેવું?

પ્રથમ સોગન એટલે શું તે તમે સાંભળો. માણસનો મુખ્ય ધર્મ એવો છે કે સત્ય ભાષણ આચરવું. હાલમાં પૃથ્વી ઉપર જેટલા ધર્મ ચાલે છે તે સઘળા માન્ય કરે છે કે સત્ય સિવાય માણસને સદ્ગતિ નથી. તોપણ કેટલાએક દુરાત્મિક લોક સત્ય છોડે છે, માટે જ્યારે મોટો પ્રસંગ પડે છે તે વખત જે ચીજ ઘણીજ પવિત્ર, ઘણીજ માન્ય. અને જેનું નામ દીધું એટલે લોકોને ભય લાગે. એવા ગુણિક નામોચ્ચારે બોલવું તેનું નામ સોગન. રાજદરબારે અને ન્યાયની કોર્ટોમાં સાક્ષિદારની સાક્ષિ એવા સોગન આપીને લે છે, કેમકે એ સંસ્કાર વડે તે સત્યજ બોલશે એવો વિશ્વાસ પડે છે.

પૂર્વે પ્રતિજ્ઞા અનેક પ્રકારની હતી. શુદ્રને દાણાની કિંવા પૃથ્વીની, બ્રાહ્મણને ગાયની કિંવા તુળશીની યા ગીતાની પ્રતિજ્ઞા આપતા; પરંતુ હાલમાં જે પ્રતિજ્ઞા અપાયછે તે ઘણીજ મોટી છે. તે એવી કે—

"હું પરમેશ્વરનું સ્મરણ કરીને પોતાના ધર્મ પ્રમાણે એવી પ્રતિજ્ઞા કરૂંછું કે જે સાક્ષિ હું આપીશ તે ખરી, અને જે મને માહિત છે તે સઘળું હું કહીશ. ખોટી સાક્ષી આપનાર નથી."

એ પ્રમાણે પ્રતિજ્ઞા આપીને સાક્ષી લેવામાં આવે છે. પરમેશ્વરથી પુજ્ય અને માન્ય બીજો કોઈજ નથી. તેને સાક્ષિદાર કરીને ખરૂં બોલીશ એવી પ્રતિજ્ઞા કરવી એના જેવો બીજો મોટો પ્રસંગ હોતો નથી. એવે વખતે રાજાની અને લોકોની છળના કરીને, બીજાની ઘાત ઈચ્છીને, સ્વધર્મને અને રાજ્યદંડને તુચ્છમાની, પરમેશ્વરનું અપમાન કરી ખોટું બોલવું એમાં કેટલો દોષ છે? એનું શું મારે વર્ણન કરવું? એ દુષ્કર્મને ખોટી પ્રતિજ્ઞા કહે છે.

પ્રતિજ્ઞાનો ઉપચાર ઉપર લખેલો છે તેમાંના દરેક શબ્દનો અર્થ પૂરતી રીતે મનમાં લેવાથી એ એક મોટો સંસ્કાર છે એમ તમને જણાશે. સ્વધર્મ જાળવી પરમેશ્વરનો કોપ ન થાય અને લોકમાં સત્યની પ્રવૃત્તી થઈ અનર્થ ન થાય એવી જે પોતાની ફરજ સમજેછે તેણે પ્રતિજ્ઞા માનવી જોઇએ. નહિ તો ધર્મ ડુબે છે, ઇશ્વર કોપાયમાન થાયછે, અને કાળાંતરે વિનાશ થાય, એ પણ વાસ્તવિક છે. વળી એથી લોકોમાં ગેરઆબરૂ થાય છે. આ જીવતરમાં થોડા દિવસ સુખાવાના હોય છે, પરંતુ, આગળ ધર્મ

સિવાય બીજું કોણ તારનાર છે? આ જગત ક્ષણભંગુર છે, અને ધર્મને માટે મહાન સાધુ. રૂષી, યોગી, ભક્ત, એમણે આ વિશ્વમાંના ઐશ્વર્યને તુચ્છ માનેલું છે. એ ધર્મની તમે હલકાઈ, યતકિંચીત લાભ કિંવા અવશ્યકતા, એવા ક્ષુલ્લુક કારણથી કરોતો એ મોટા અવિચાર અને ગેરાયત કરી લેવા જેવું છે. જે ધર્મ આપણને મોક્ષમાં લઈ જનારો, જે ઇશ્વરની કૃપાવંત છાયામાં આપણે બેઠા છીએ. તેનો ત્યાગ કરવો. એના જેવું બીજું ભારે નુકસાન નથી. ઇશ્વર સર્વ શક્તિવાન, ન્યાયી, અને સર્વ દર્શી છે. તેનું અપમાન ખોટી પ્રતિજ્ઞા કર્યાથી થાય છે. કેમકે જ્યારે તમે સોગન લોછો ત્યારે તમે ઈશ્વરનું નામ લઇ ઇશ્વરને સાક્ષી ભૂત રાખોછો, અને તમને ખબર છે કે, ઇશ્વરને અસત્ય કદી પણ માન્ય નથી. તેમ છતાં તેને સાક્ષી રાખી જો તમે અસત્ય ભાષણ કરશો તો તેથી એવું ઠરશે કે, તમે દાંડાઈથી મનમાં એવું લાવોછો કે ઈશ્વર અમને શું કરનારછે, ઈશ્વર કયાં જોવા આવ્યોછે; સરકારી કાયદોછે માટે દસ્તુર પ્રમાણે સોગન લઈએ છીએ, પરંતુ ઈશ્વરના નામનો તમને કંઇ ભય નથી એમ ખુલ્લું થાયછે. ખોટી પ્રતિજ્ઞા કરી, એટલે ઈશ્વરની સત્યતા, ન્યાય, સર્વ સાક્ષીત્વ સર્વ શક્તિત્વ, એ સઘળું ના કબુલ કર્યા જેવું થાયછે. અને તેથી જે પ્રતિજ્ઞા કરી સાક્ષી ખોટી આપેછે, તે મોટા નાસ્તિક ઠરેછે. ઈશ્વરના નામને પુજ્ય માની ઈશ્વરની સમક્ષ અસત્ય બોલવું એ તેનો ધિક્કાર કરવા જેવુંછે; તેને માટે તે શાસન મોટું આપશે એમાં સંશય નથી. આ સઘળું બ્રહ્માંડ જેણે કર્યું છે, અને અનંત બ્રહ્માંડ જેની ઈચ્છાથી થતાં જાય છે, તેને તુચ્છ માનીને ખોટી પ્રતિજ્ઞા લેનાર દુષ્ટ દુરાત્મિક મહા નાસ્તિકના ઉપર તે કોપાયમાન થશે એમાં શો શક. એવા લોકોએ ઘણા વર્ષ લગી તેની પ્રસન્નતા માટે યજ્ઞ, હોમહવન, તપ, પુજા કર્યા હશે તોપણ તે મહાપાપે કરીને નિષ્ફળ થશે; ઇશ્વરની પ્રસન્નતાનું મુખ્ય ચિન્હ એજછે કે, તેને ક્રોધ ચડે એવાં કર્મો કરવાનો ડર રાખવો, ને તેથી અલગ રહેવું. જેના અંતઃકરણમાં એવો ડર અને અલગ રહેવાનું ઉત્પંન થયું નથી, તેનાપર ઈશ્વર અનુગ્રહ થયો નથી એમ સમજવું. સામાન્ય શક્તિવાળા માણુસની નિંદા કે ઉપહાસ કરીએતો તેને ક્રોધ ચડે છે, અને ઘણા વર્ષની પેદા કરેલી કૃપા એક શબ્દે કરીને નાશ પામેછે. કારણ લોખંડના તીર કરતાં શબ્દનો તીર ખરાબછે, એવું લોક કહે છે. તેમજ એક વખત જાણી બુજીને ઇશ્વરનું અપમાન કરયું તો સઘળી ભક્તિ વ્યર્થ જશે, એમાં સંશય નથી. તે ઉપર તમને એક વાત કહુંછું. પુર્વેના અમલમાં લોક ભોળા હતા, તે વખત એવો રીવાજ હતો કે, કોઇ જુલમ કરવા લાગે તો તેને દુવાઈ દેવામાં આવતી, એટલે રાજાના નામથી ડરીને જુલમ કરનાર અટકતો. કારણ કે રાજાને દુવાઇનું અપમાન થયાનું જણાય તો શાસન થતું હતું. પેશ્વાના વખતમાં મોરોબાફડનીશ પુનામાં મકાન બાંધતા હતા. તેમને

એક પાસેના ઘરની અડચણ થઇ તેથી તે ઘર પાડવા માંડયું ત્યારે ગરીબ ઘર વાળાએ તેમને શ્રીમંતની (પેશ્વાની) દુવાઈ દીધી. તે તેમણે ન ગણકારી અને પાડવાનું કામ ચલાવ્યું. બાદ શ્રીમંત તરફ ફરીયાદ થઈ, ત્યારે મોરોબા જોકે માધવરાવ થોરલે પેશ્વાનો મિત્ર હતો તોપણ તેનાપર ઈતરાજી થઈ. હવે જુઓ કે માણસને તેનું અપમાન થવાથી ક્રોધ આવ્યો, તો પછી ઇશ્વરને આવશે એમાં શું કહેવું ?

ખોટી પ્રતિજ્ઞા કર્યાથી ઇશ્વરનું અપમાન થાયછે એ એક પાપ કહ્યું. હવે બીજા દોષ કહું છું. ખોટી પ્રતિજ્ઞા લઇ ખોટી સાક્ષી આપી એટલે રાજાના કાયદાનું અપમાન થયું એ મોટું પાપ છે. રાજાની પ્રતિષ્ટા બાપ સમાન પ્રજાએ રાખવી, એ પ્રજાનો ધર્મ. અને તેથી તેમણે જે લોકોના સંરક્ષણને માટે કાયદા કર્યા તે સર્વેએ માન્ય કરવા જોઇએ. કોઇએ માન્ય ન કર્યા તેને શાસન થાય છે, પરંતુ તેની છલના કરી ન્યાય કોર્ટમાં પ્રતિજ્ઞા લેવી અને ખોટું બોલવું, અને રાજ દંડ ચુકાવવો એ મોટો ગુનો છે. અને એથી રાજાની મોટી અમર્યાદા થાય છે.

ખોટી પ્રતિજ્ઞાથી ત્રીજું પાપ વિશ્વાસઘાત કર્યાનો દોષ છે. જયારે રાજા કિંવા તેનો નિમેલો અધિકારી સાક્ષીદાર ગણી તમને પોતાની કોર્ટમાં બોલાવી લાવેછે. અને તમારે ખરૂં બોલવું કહી ઇશ્વરની પ્રતિજ્ઞા આપેછે. તે વખતે તેનો વિશ્વાસ તમારાપર એવો હોય છે કે તમે ખરૂં બોલશો. અને એજ પ્રમાણે સઘળા લોકોનો વિશ્વાસ તમારા ઉપર હોય છે, કારણ કે તમારી સાક્ષીપરથી ન્યાય થવાનો છે; ઘરબાર જીંદગી લેવા દેવાની છે; આબરૂ જવા આવવાની છે; અને વખતે જીવ પણ લેવાનો હોય છે. માટે સઘળાની નજર સાક્ષીદારપર હોય છે. અને સૌને વિશ્વાસ હોય છે કે, સાક્ષીદાર હવે પ્રતિજ્ઞાપર છે. તેથી જુઠું બોલનાર નથી. અને વાસ્તવિક ન્યાય થશે. તે વખતે તમે ખોટું બોલ્યા તો મોટો વિશ્વાસઘાત થશે. વળી એક ઈશ્વરે પેદા કરેલા કિંવા એક રાજાના અમલમાં કિંવા એક દેશમાં આપણે રહેનાર છીએ, માટે આપણું પરસ્પર ભાઇપણું છે; અને સત્યથી સર્વ સાથ વર્त્તવું એજ આપણો અહીયાં ધર્મ છે. તેમાં દગો કરીએતો મોટો ગુનો થાયછે. રાજાએ અને પ્રજાએ તમને સોગન આપ્યા એટલે વિશ્વાસ રાખવાનું મોટામાં મોટું સાધન થયું; માટે તમારા ઉપર તેઓ ભરોસો રાખે છે કે, તમે ખરૂં કહેશો. જો તેમાં અપરાધ કર્યો તો વિશ્વાસઘાત થયો, એમાં શંસય નથી, અને તે વિશ્વાસઘાત પણ સાધારણ ઠેકાણે થયો નથી, પરંતુ મોટે પ્રસંગે મહાન વિશ્વાસઘાત થયોછે. વિશ્વાસઘાતનું પાપ લોકોને ઘણુંકરીને જાણીતુંછે. એવું કહે છે કે, વિશ્વાસઘાતીને કોઈ પણ ઠેકાણે મુકિત નથી, કેમકે કહેવતછે કે, વિશ્વાસઘાતીને મહાપાપી.

ચોથું પાપ એવું છેકે, માણસ માત્રનું આપણને દેવું છે તે દેવું

સત્ય સિવાય ચૂકવાનું નથી. માટે પોતે પોતાનો કારભાર કરજમાંથી મુક્ત થવા સારૂ સત્યથીજ કરવો જોઈએ.

પાંચમું પાપ એવું છે કે, સત્ય ભાષણ આચરવું. એ ઇશ્વરની આજ્ઞા એટલે ધર્મ છે. પૃથ્વીપરના માણસોમાં જે જે ધર્મ હાલ ચાલે, તે સર્વ ધર્મનો સિદ્ધાંત. ખરૂં બોલવા વિશે એજ છે. માટે સત્ય ભાષણ સરખો નિર્વિવાદ બીજો ધર્મ નથી. અને હિંદુ ધર્મમાં પણ આ ધર્મને મુખ્ય કહ્યો છે. બ્રાહ્મણને જનોઇની વખતે વારંવાર ઉપદેશ ખરૂં બોલવાનો થાયછે, અને ખોટું બોલનારા કિંવા તેથી પણ વધારે ખોટા સોગન ખાનારાની હિંદુમાં ગણના થનાર નથી એવું એ પાપછે.

છઠું પાપ એવું છે કે, સોગન લઇ ખોટી સાક્ષી આવપાથી જે અન્યા થાય છે તે અન્યાય તમારાથી બને છે તમારી સાક્ષી વિનાકારણ કોઈ લેતું નથી. સાક્ષીનું કંઈ પણ પ્રયોજન હોયછે. રાજા તમારી સાક્ષી કામ પડેછે ત્યારે ખરૂં સમજવા માટે તમને ધર્મનો અને ઈશ્વરનો ભય લગાડી લે છે. એવે વખતે રાજાની આંખમાં ધૂળ નાંખી તેની પાસેથી અનર્થ કરાવો તો તેનો દોષ તમારે શિર છે. રૈયતનો ધર્મ એવો છે કે, રાજા તરફથી સત્ય ઈનસાફ થવા દેવો. માટે બને તેટલી તેને મદદ કરવી. ન્યાય કરનાર કંઇ પરલોકનું માણસ નથી હોતું; તમારામાંનુંજ હોય છે. પરંતુ તેને તમે સર્વેએ ન્યાયના કામપર બેસાડેલોછે, તો તે કામ તેનું તમારે સિદ્ધીએ પહોંચાડવું જોઇએ. તમે પોતાનો ધર્મ છોડી દીધો તો અન્યાયનું પાપ તમને લાગશે. અને તમે પોતાનો ધર્મ ડુબાવી તેનો ડુબાવોછો, માટે તમને પાપ બમણું બેસશે, એમ ખાત્રીથી સમજજો.

સાતમું પાપ એવું છે કે, ખોટી સાક્ષીઓથી લોકોને દુઃખ અથવા ત્રાસ થાય છે. તમે ખોટી સાક્ષી આપોછો ત્યારે તમને કંઇ લાગતું નહી હોય, કેમકે તમારા અંગપર જોખમ નથી હોતું; પરંતુ પોતાનાપરથી જગત ઓળખવું. જુઓ કે તમારા ઉપર ખુન કર્યાનું તહોમત આવ્યું, અને ચાર સાક્ષીદારે સાક્ષીઓ ખોટી આપી. અને તે ઉપરથી તમને ફાંસી દેવી એવું ઠરયું; તો તે વખતે તમને કેટલું લાગશે? તમને ભાસેછે કે જો એ દુષ્ટ લોક ખરૂં બોલ્યા હોત. તો મારો પ્રાણ નહીં જાત. તે સમયે ખોટી સાક્ષી આપવામાં કેટલું પાપ છે તે તમને જણાઈ આવે છે. **आत्मवत् सर्व भूतानि** (જેવું આપણને લાગે તેવું બીજાને લાગે છે.) એવું વચનછે, તે સાક્ષી આપતાં ધ્યાનમાં રાખવું.

આંઠમું પાપ એવુ છેકે, એકે ખરાબ કર્મ કર્યું એટલે તેનું જોઇ બીજા તેવુંજ કરવા શિખેછે. બાપના ગુણ દીકરામાં આવેછે. ધનવાનના ગુણ તેના ચાકરને આવેછે. એકે ખરાબ કરયું એટલે તેના પડોસીને તેવું કરવાની વૃત્તી થાયછે. એ વૃત્તી બંધ કરવા માટે સજાની જરૂરછે. જો કોઈ ગુનાની બીજાપર ખરાબ અસર ન થતી હોય તો લોકો માફી આપેછે.

પરંતુ માણસ માત્રનો સ્વભાવ એવો છે કે. પાડોસીનું જોઈ પોતે તેમ કરવું, તેથી અપરાધીને સજા કરવાની જરૂરછે. પોતે ખરાબ કર્મનો ત્યાગ કરવો એટલુંજ નહીં, પણ કોઈ તેવું કર્મ કરે તેને પકડવા માટે સર્વેએ સંપીને તેને સજા કરાવવી. નહીંતો સઘળા તે પ્રવૃત્તિના ભાગીદાર થશે. જે અપરાધ કરેછે. તે દોષીત છે. અને જે લોકો અપરાધ કરેલો જુવેછે, ને સજા કરાવતા નથી, તે પણ દોષીતછે. જો લોકોનું કલ્યાણ થવા, અને જગતમાં અપરાધ ન થવા દેવા ઇચ્છતા હો તો રૈયતનો ધર્મ સારી રીતે તમારે આચરવો જોઈએ. અને રાજ્યનું ન્યાય કરવાનું જે સત્ કાર્ય—ધર્મ કાર્ય તેને સર્વેએ આશ્રય આપી પૂર્ણ કરવું જોઇએ.

નવમું પાપ એ છે કે, ખોટા સોગનથી અને ખોટી સાક્ષીથી દયા ધર્મ ડુબે છે. કેમકે ગરીબની દયા કરવી એવી ઇશ્વરની અથવા સ્વધર્મની આજ્ઞા છે. જો તમે ખોટા સોગન ખાશો તો તમે તે દયાને તરછોડી દીધી એમ થશે. જે ખોટી સાક્ષી આપે છે. તે કારણ સિવાય આપતો નથી. એક પક્ષ ગરીબ હોય છે, બીજો પક્ષ સબળ હોયછે; માટે લોભથી ખોટા સાક્ષીને પ્રવૃત્ત ન થતાં ગરીબનો પક્ષ પકડવો. એજ ગરીબની દયા. તેનું જે કંઈ છે, તે જવા ન દેવું એજ ગરીબ ઉપરની મુખ્ય કરૂણા છે. માટે જો તમે ગરીબને ડુબાવી તેનું લઈ બીજાને અપાવશો, તો તે દયા નહીં પણ ઉલટું પાપ છે. ખોટી સાક્ષીથી નિર્દયપણું થાયછે; પક્ષપાતને નીચપણું થાય છે, પૈસા માટે અન્યાય કરનાર માણસમાં ગણાતો નથી; તે જનાવરમાં પણ નહીં; તે તેથી પણ નીચો. જેનો જીવ અને મન પૈસા તરફ અને જે સ્વાર્થ માટે દુષ્ટ કર્મ અને અન્યાય કરેછે, તેની યોગ્યતા ઘણીજ હલકી અને તેની આબરૂ પણ કંઈજ નથી. જે સઘળા સ્વાર્થ એક તરફ મુકી દેઈ ન્યાય-પર અને સદાચરણપર નજર રાખેછે, તેની મોટી કીર્ત્તિ થાય છે. ખરાબ વાસના અને ખરાબ સોબત મનને ભ્રષ્ટ કરેછે. એ ખરૂં છે કે, જો ઇશ્વર આપણો ન્યાય આ લોકમાં સદા સર્વત્ર ખુલો કરતો નથી, તો પણ માણસે પકકું સમજવું કે એક એવો દહાડો આવશે, કે જે દિવસે ઈશ્વરનો ઈન-સાફ બીન ચુકે આપણી સામે આવશે અને ત્યાં સાક્ષીનો તોટો પડનાર નથી. ખોટા સોગન ચાલનાર નથી, ખરાની યોગ્યતા રહેશે, ખોટાની યોગ્યતા જો પૃથ્વી ઉપર વધેલી હશે તો તે દિવસે તે જતી રહેશે, અને પાણીનું પાણી અને દુધનું દુધ એવો ન્યાય થશે. માટે તે દિવસ ઉપર આ જન્મે આ-પણે ધ્યાન આપવાની જરૂર છે.

દશમું પાપ એવું છે કે, દેશનું અકલ્યાણ થાય છે, અને લોકોમાં વિપરીત અને દ્વેષ વધી જઈ બંધુત્વ રેહેતું નથી. એવું થયું એટલે લોકોની ચારે તરફથી ખરાબી થાયછે. એક બીજાપર વિશ્વાસ રહેશે નહીં, વેપાર બંધ થશે. લુચ્ચા લોકમાં ગણના થશે. ખરું ડુબશે અને લોકમાં એકમત

કિંવા પ્રતિષ્ટા રહેનાર નથી. લોકોમાં એક મત કરવાને ખરાપણું એ મોટું કારણ છે. સત્ય એ લોકોને મોટા લાભ છે. તે જો છુટી ગયું તો ચારે તરફથી લોકો ફુટશે. અને જે ખરો છે કિંવા જેનો પક્ષ ખરો છે, તેને એવી હિમત રહેનાર નથી, કે હું ખરોછું તેથી મને શાક્ષીદારો મળશે, મારા તરફનું સઘળા બોલશે અને રાજા તરફથી મારો ઇનસાફ વાસ્તવિક થશે. લોકો ખોટું બોલનારા છે, એવું સઘળાને માલમ હશે, તો કોઈને પણ ધૈર્ય રહેનાર નથી. જેને રાજ દરબારમાં જવાનો પ્રસંગ પડશે, તે મોટા ભયથી ને કાળજીથી જશે. આ પ્રમાણે હિંદુ લોકની સ્થિતિ સાંપ્રતકાળમાં છે કે નહી. તેનો વિચાર કરો.

આ પ્રમાણે દશ મોટાં પાતકો વર્ણવ્યાંછે. એ ઉપરથી કેટલો અનર્થ ખોટા સોગનથી થાય છે તે ધ્યાનમાં આવશે. એ પાપો અહોનિશ મનમાં લાવી ઇશ્વરનો ભય રાખતા જાઓ. ખોટા સોગન ખાતાંજ તમને એવી દુર્વાસના થવી જોઈએ કે, તમારા ખોટા સોગનથી તવંગરનું રક્ષણ થયું, ને ગરીબ બાપડાનું ઘર ડુબી ગયું. ઈશ્વરને ત્યાં ગરીબ તવંગરનો ભેદ નથી એ યાદ રાખજો. એ ભેદ આ પૃથ્વીપર માત્ર ક્ષણભંગુર માણસની કૃતિનો છે. શ્રીમંતની આબરૂ લુચ્ચાઇથી સાચવી લીધી, પણ તે ઈસ્વરની અવકૃપા થયે કામ લાગનાર નથી. શ્રીમંતના પૈસાથી કે તેના દબાણથી સ્વધર્મને ડુબાવવો એ સારૂ નથી. એથી તમે હલકા ને નીચ બુદ્ધિના પ્રાણી છો. એવું સઘળાને જણાઈ આવશે. લોકો કદાચ તમારા મોં પર નહીં બોલે. પરંતુ તમારી પુઠે કે તેમના મનમાં તેઓ બબડયા વિના રહેનાર નહીં માટે પરસ્પર મમતા રાખો. અને જો કોઇ ગરીબ હોય. અને તેનું કામ ખરૂં હોય તો તેના તરફની ખરી શાક્ષી આપો. એટલે બંધુત્વ અને સત્યતા જગતમાં વધશે. ગરીબીના કારણથી ગરીબનો ત્યાગ કરશો તો ઈશ્વરને ઘણો ક્રોધ આવવાનો, કારણ ઉપર કહ્યું તેમ ઈશ્વરની નજરમાં ગરીબ અને તવંગર સરખાછે. પરંતુ જગતમાં માણસની પરીક્ષા થવા, ધર્મને ભુલેછે કોણ, દ્રવ્યને વશ થઈ સત્ય છોડેછે કોણ, ઈત્યાદિ જોવા માટે આ ભેદ ઇશ્વરે નિર્માણ કર્યોછે. તો એ પરીક્ષામાં "પાસ" થઈ ઉત્તમ પદવીને યોગ્ય થવું. લોભથી મન અને જીવ વટાળવાં નહીં. ઇશ્વરે બુદ્ધિમાન પ્રાણી તમને નિર્માણ કર્યોછે, તો સત્કર્મ તરફ તમે બુદ્ધિ વાપરો. પોતાની બુદ્ધિને ખરાબ રસ્તે વધારી કર્ત્તાનો ક્રોધ માથા ઉપર કદી ખેંચી ન લો.

જ્યારે તમે પ્રતિજ્ઞા લો ત્યારે એવું મનમાં લાવો કે હું હવે ઈશ્વર સામો ઉભો છું. મુઆ પછી મારો ન્યાય કરનાર તેજ એ પ્રભુ અહીઆં સાક્ષીએ ઉભો છે. તેને હાક મારી હું અહીઆં સાક્ષી આપું છું માટે હું જો અહીઆં છળભેદ કરીશ તો કદાશ રાજાની દ્રષ્ટી ચુકવી શકીશ, પરંતુ આ સર્વ સાક્ષીભૂત મહારાજા (ઇશ્વર) ની જરા પણ દ્રષ્ટી ચુકવી શકવાનો નથી.

આજ જો હું ખોટું બોલીશ તો મારી સજાનું વારંટ ચિત્રગુપ્ત લખી મૂકશે, અને એ ભય પણ છોડીને આજ જો હું ખોટું બોલ્યો, તો તેથી ઘણો અનર્થ થશે. અસત્યની પ્રવૃત્તિનો હું અધિકારી તથા ઘણો પાપી થઈશ. આજ મારી અસત્યની પ્રવૃત્તિ વધશે, તો આગળ મને કોણ છોડાવશે! છોડાવનાર માત્ર ધર્મછે, તે મેં આજ ખોયો, તો મારો પરલોકમાં દોસ્ત કોણ થશે? માટે હું જે ખરૂં છે તેજ બોલીશ. બાદ રાજાનો ધર્મ રાજા કરશે.

ખોટા સોગન લેવાથી શું જરા પણ કલ્યાણ થાય છે? એકંદર જોઇશું તો અકલ્યાણ ઘણું થાયછે. કેમકે કોઈની આબરૂ કિંવા ઘરબાર યથાસ્થિત રહેવાં જોઇએ તેમ રહેતાં નથી, અને તેનો જીવ સુખી તથા સુરક્ષિત થતો નથી. ખોટી સાક્ષી કોણ આપશે તેનો આ સમયમાં ભરંસો નથી. પૈસાવાળાના તેજમાં અંજાઈ તેના તરફની સાક્ષી ઘણા પૂરશે, અને તેથી ગરીબ બાપડો સાચો હશે, તોપણ તે ખોટો પડશે. આમ થવાથી જુલમ થાય છે. જો ગરીબ ખરૂં કહે છે તો શ્રીમંત સાક્ષીદાર ઊભા કરી તેને ખોટો પાડેછે. આ પ્રમાણે જૂઠાણું, અન્યાય અને નિર્દયતાને તમે સનંદ આપોછો એવું એથી દેખાઇઆવેછે.

અસત્ય કહેવા કરતાં ખોટી સાક્ષીનું ઘણું પાપ છે; કારણ કે સાધારણ કહેવાપર માણસનો વિશ્વાસ દૃઢતર નથી હોતો, પણ સોગન આપ્યા પછી વિશ્વાસ દૃઢતર થાયછે. આવા વિશ્વાસને ઠેકાણે લૂચ્ચાઇ કર્યાથી તમારૂં સઘળું પુણ્ય દરેક ખોટે શબ્દે બળી જશે. એમાં સંશય નથી.

માટે ખોટી પ્રતિજ્ઞા કરવા સારૂ લોભ કે મિત્રનું દબાણ કિંવા બીજી કાંઈ વાત તમારા મનમાં પ્રવેશ કરે તો સાવધ રહો. ઈનસાફ ઈશ્વર પાસે છે એ વારંવાર ધ્યાનમાં લાવો.

તમને એવું લાગતું હશે કે જગતમાં અન્યાય ઘણોજ થાય છે, પરંતુ તમે વિચાર કરશો તો માલમ પડશે કે તે અન્યાયના ઘણું કરીને કરનાર તમેજ છો. ધર્મરાજા ન્યાય કરવાને આવે, તોપણ જ્યાંસુધી તમે ખોટી સાક્ષી આપનારા લોકો છો, ત્યાંસુધી તેનાથી ઈનસાફ થવાનો નથી. સઘળા ઈનસાફનો પાયો સાક્ષી છે. તેજ પાયો જો મજબૂત નહિ હશે તો ઈમારત પાકી થનાર નથી. રાજાને ગુનેગાર જડનાર નથી, તો પછી તે શાસન કેવું આપી શકે? જો તમારામાંના ઘણાક લોકો ખરૂં બોલનારા હશે તો રાજાનો ન્યાય સારો થશે; પરંતુ સઘળા જૂઠું બોલનારા હશે તો ન્યાયને બદલે અન્યાય થશે. બીજા દેશના લોકોમાં જે વિદ્વાન છે તેમની સાક્ષી ખરી માનવામાં આવે છે, કેમકે તેઓ ખોટું નહીં બોલે એમ સૌ ધારેછે. પરંતુ આ દેશમાં ઘણાખરા નાના ને મોટા, ઘરડા ને જુવાન, અજ્ઞાની ને વિદ્વાન, હલકા ને પદ્દીવાળા એક સરખા ખરાબ નીતિના લોક છે, એવો ઈનસાફદારને વહેમ રહે છે. ખોટી સાક્ષી પૂરનારનો લોક ધિક્કાર કરતા નથી. ઊલટું એવો ધંધો કરનારની વાહ વાહ બોલાય છે, તેથી લોકોમાં એવી ખરાબ મતિ વધતી જાયછે, માટે

ખોટી સાક્ષી આપનારને ધિક્કારવા; એટલુંજ નહીં પણ તેને શાસન મળે તેમ કરવું; કારણ તે સર્વેને ખાંપણ લગાડનાર ને અનીતિ તથા જુલમ વધારનાર માણસ છે. જુઓ કે જાનવરોમાં મધપૂડાની માખોમાં એકને હરકત થઈ કે સઘળી માખો ઊડેછે, પણ તમે વિચારવંત માણસ છતાં તમારા શત્રુ તમેજ થાઓછો.

ઢોંગી અને ધર્માચરણનું ડોળ ઘાલી અનેક પ્રકારની ખટપટ કરનારાથી લોક છેતરાય છે, પરંતુ જે નીતિથી અને સદાચરણથી પવિત્ર નથી, અને જેને વિચાર નથી, તેમને સારા માનવામાં મોટી ચૂક થાયછે. ખોટી સાક્ષી જેવા મહાન્ અપરાધ કરી લોકને ત્રાસ આપનારાનાં કર્મ કોઈ જોતું નથી, ઘણું કરીને બહારનો ધર્મ ડોળ જોઈ તેમને સારા કે નરતા માણસ ઠરાવવામાં આવે છે. આમ થવાથી એવું બની ગયું છે કે બ્રાહ્મણ વેશે પણ કર્મેકરીનેઘણા શુદ્રનો ભંડાર થયોછે, માટે લોકોએ વિચાર કરી ખરા અપરાધીને નીચ માનવા જોઈએ.

ખરાપણા સિવાય માણસના સઘળા વ્યવહારનો નાશ થાય છે વિશ્વાસ ઊઠી ગયો એટલે લોકો કોઈ કોઇને માનતા નથી; બંધુત્વ રાખતા નથી. એક બીજાને ઉપયોગી થતું નથી, એટલા માટે પ્રમાણિકપણા જેવો બીજો ગુણ નથી. ઈશ્વરી કૃત્યો છે તે સઘળાં સત્યે કરીને ચાલેછે. જગતમાં જો વરસાદ પ્રમાણથી પડે નહીં, સૂર્ય પ્રમાણથી ઉદય થાય નહીં, તો આપણી અવસ્થા કેવી થાય? આપણે હરદમ પ્રમાણિકપણાથી ચાલવું જોઈએ. જો તેનું પ્રમાણ ચૂક્યા તો મરણ થશે વૃદ્ધચાણાક્ય કહેછે કેઃ—

પૃથ્વી, સૂર્ય, વાયુ, એ પોતાની સત્ય વર્ત્તણુંક છોડી દેશે તે દિવસે પ્રલય થશે, માટે વર્ત્તણુંકનો નિયમ ભાગવતમાં એવો ફરમાવ્યો છે કે મન જેને ઇશ્વરે માણસનો સદૈવ ગુરૂ કરી સ્થાપ્યોછે, તેણે વિચાર કરીને ચાલવું, એટલે અધર્મ બનતો નથી. સત્ય જેવો ધર્મ નથી.

કાર્ય કરી લેવા માટે જે ખોટા સાક્ષી ઊભા કરેછે તેનું સર્વસ્વ લઈ તેને ભીખારી કરી નંખાવવો એ સજા તેને કરવી એવું શાસ્ત્ર છે. માટે જે ખોટી સાક્ષી પૂરે છે કે ખોટા સાક્ષી ઊભા કરેછે, તેમને શીખવેછે. તેમનો ઉપકાર માને છે, એ સઘળા એક સરખા ગુનેગાર છે. ખોટા સાક્ષીને સજા કરવા માટે મનુ ધર્મશાસ્ત્રમાં લખેછે કેઃ—

ખોટા સાક્ષીદારનાં લૂગડાં અને ધાન્ય લઈ લેઈ માથું મુંડાવી. આંખો નહિ જેવી કરાવી, હાથમાં ટોપલી આપી ભીખ માગતો કરવા; પરંતુ જે ઠેકાણે તેના દોસ્તદાર હશે તે ઠેકાણે ભીખ માગવા દેવી નહિ; જ્યાં તેના વેરવી હશે ત્યાં માગવા દેવી એવી તેની સ્થિતિ કરવી. એજ ધર્મશાસ્ત્ર લખનાર ખોટા સાક્ષીના પાપની યોગ્યતા કહેછે તે સાંભળો. ઘોડા વિષે જો ખોટી સાક્ષી આપે તો સો ભાઈ માર્યાનો દોષ થાયછે, અને માણસ બદલ જો ખોટી સાક્ષી આપી તો પોતાના હજાર ભાઈ માર્યા બરાબર થાયછે, અને જો જમીન વિષે ખોટી સાક્ષી આપી તો પોતાના સઘળા ભાઈ માર્યા એવું થાયછે. માટે ખોટી

સાક્ષી આપવી નહિ. જેવું જોયું અને જેવું સાંભળ્યું હોય તેવુંજ સત્ય કહેવું. જોએલી કિંવા સાંભળેલી વાત છોડી દઇ અન્ય પ્રકારની ખોટી સાક્ષી જે કોઈ કોર્ટમાં આપેછેતે ચિરંકાળ નરકમાં રહેછે અને સ્વર્ગમાં કદી પણજવા પામતોનથી.

માટે ગમે તેવો માણસ તમને એ ખરાબ કર્મ કરવા માટે સમજાવે, ફોસલાવે, પગસગનું દબાણ કરે કે લોભ બતાવે તે સાંભળશો નહીં. કોઈ તમારો પરમ મિત્ર હોય તેને માટે કદાપિ તમે સન્માર્ગથી પડશો તો ઠીકછે. પરંતુ ખોટી સાક્ષી આપીને કોઈને પણ ઉપયોગી થવું વાજબી નથી. કારણ કે જે કોઈ તમારા દોસ્તદાર હોય અને તેનેજ માટે તમે ખોટી સાક્ષી આપશો, તો તમે પોતાનું અને તેનું ખરાબ કર્યું એવું થશે. કેમકે તમારી જોડે તમારા મિત્રને પણ નરકમાં પડવું પડશે. માટે જો તમારે મિત્રધર્મ બજાવવો હોય. તો ખરી સાક્ષી આપો. લુચ્ચાઇથી બીજાનો ગુનો છૂપાવવો એ મિત્રતાઈનું કામ નથી; એ શત્રુતાઈ સમજવી. તમને પોતાને લગતો કોઈએ અપરાધ કર્યો હોય તે ક્ષમા કરશો તો તમને તેનો અખત્યાર છે; પરંતુ ન્યાયની કોરટમાં ખોટી સાક્ષી આપવાનો તમને કોઈ પણ કારણથી અખત્યાર મળતો નથી. માટે તમે પોતાના દોસ્તદાર વિષે કિંવા પોતાની જાતને માટે જે વાત ખરી હોય તે કહેજો. કોઈ ખોટી સાક્ષી આપવાને કહે, તો તેને દુસ્મન જાણી તેનું સાંભળશો નહિ. રાજા સામે પ્રતિજ્ઞા લઈ ખોટી સાક્ષી આપવી એ સિવાય બીજી બે પ્રકારની ખોટી પ્રતિજ્ઞા કરવાનો રીવાજ લોકમાં છે. એક તો એ કે વેપારી લોક દેવનું નામ લઈ કીમત વગેરે વિષે ખોટા સોગન ખાય છે; પણ તે ઘણું ખરાબ છે. બીજો એ કે લગ્ન સમે સ્ત્રી પુરૂષ એવી પ્રતિજ્ઞા કરે છે કે અમે એક બીજામાં અંતર ગણનાર નથી અને વ્યભિચાર કરનાર નથી. એવું છતાં જે કોઈ આડે માર્ગે ચાલે છે તે ખોટી પ્રતિજ્ઞાના દોષીત થઇ નરકમાં જશે એમાં સંશય નથી.

કેટલાક લોકો જે વિચારથી ને યુક્તિથી ધર્મશાસ્ત્રના ખરા અર્થ કરતા નથી. અને ધર્મશાસ્ત્રને અચળ માનવાનું જણાવે છે, તે અર્થનો અનર્થ કરી લોકોમાં અનીતિની વૃદ્ધિ કરે છે. ધર્મશાસ્ત્રમાં ખોટી સાક્ષીનો સઘળે નિષેધ છે તે વાત એક તરફ રાખી મૂકી. તેમાં કોઈ ઠેકાણે એવું વાક્ય છે કે જ્યાં ખરી સાક્ષીથી મોટો અનર્થ થાય ત્યાં ખોટી સાક્ષી આપવી, માટે તેમ કરવાની ધર્મ શાસ્ત્રમાં છૂટ છે એમ તેઓ કહે છે; પરંતુ તેની ઉત્પત્તિ એવી છે કે ધર્મશાસ્ત્રમાં જે નિયમ અને શાસન દર્શાવેલાં છે તે રાજાએ કાળના ક્રમે કરી કમી જાદે કરવાં એવું લખેલું છે. એનો અયોગ્ય લાભ લેવાથી હાલના સમયમાં ખોટી સાક્ષીની પ્રવૃત્તિ ઘણી થઇ તેમાં બ્રાહ્મણ લોકો તો બીજી વર્ણો કરતાં ખોટા સાક્ષી થવાને ઘણું ધૈર્ય ધરેછે. તેમની એવી ખોટી સમજુત છે કે તુળસી લીધાથી પાપ જાયછે. બ્રાહ્મણને કાંઇ અડે નહીં. એવી સમજથી ઘણોજ મોટો અનર્થ થાયછે. સ

ધળી જાતના લોકો ખોટી સાક્ષી નિર્ભયપણે આપવા લાગ્યા તેથી સાંપ્રતકાળમાં રાજાએ એવું ઠરાવ્યું કે, કોઇ પણ કારણથી કોઇએ ખોટી સાક્ષી આપવી નહિ, અને ખોટી પ્રતિજ્ઞા કરવી નહિ એ ધર્મ શાસ્ત્ર પ્રમાણેજ છે. આ રાજ્ય નિયમ સદાચરણ સ્થાપવા માટે ઘણો અનુકુળછે. માટે આપણે રાજાનો ઉપકાર માની ખોટી પ્રતિજ્ઞા આપવાનું વાક્ય શાસ્ત્રમાં છેજ નહિ એમ સમજવું જોઈએ. ખોટી સાક્ષીનું શાસન કરવા ઈનસાફ મુખત્યાર છે. વળી જેઓ સરકારી કામ હાથમાં લેતી વખત સારી વર્તણુકના સોગન લેઈ પછીથી ગુના કરેછે તેમને પણ ઘણા દોષિત ખોટા સોગન ખાનાર સમજવા. તેમને પાછળ જણાવેલાં ખોટી પ્રતિજ્ઞાનાં સઘળાં પાપ લાગુછે.

ખોટી પ્રતિજ્ઞાથી રાજાના કાયદાની સજા થવાનો અને લોકોમાં અપકીર્તી થવાનો મોટો ડર છે, એથી જે અનેક અનર્થ થાયછે, તે અથથી ઇતિ સુધી સવિસ્તર પાછળ વર્ણવેલા છે. એ સઘળાની હવે ટુંકામાં મતલબ કહુંછું.

ખોટી પ્રતિજ્ઞા કરવાનું તદન છોડી દો. એટલે લોકો ચોતરફ આબાદીમાં રહેશે, એક બીજાપર વિશ્વાસ આવશે, ધર્મ અને સદાચરણ અને ઇશ્વરનો ડર જાસ્તી રહેશે, વેપારમાં ન્યુનતા આવશે નહિ. સત્યનો ઝુંડો ઊભો રહેશે, ન્યાયના દરબાર દીપી નીકળશે. ઉદ્યમ ચારે તરફ વૃદ્ધિ પામશે. ગુનેગારનો નાશ થશે, અને નવા થશે નહિ, લોકોમાં સુખની વૃદ્ધિ થશે, પાપ ઘણું ઓછું થશે, લોકોમાં અકલ આવશે, એટલાં બધાં ફળ જો તમે ઘણા દહાડાની દુષ્ટ ખોડ છોડી દેશો, તો મળ્યા વગર રહેશે નહીં. એમ ખચીત માનજો. જેટલું કહેવાનું સુઝી આવ્યું તે સઘળું કહી દીધું; એ સારૂં અને ખરૂં છે કે નહિ તેનો વિચાર કરી તમે ખોટી સાક્ષી નહિ આપવાનો નિશ્ચય કર્યા વગર રહેનાર નથી એવી હું આશા રાખુંછું.

અસત્યનો ત્યાગ કરવો અને સત્ય ધારણ કરવું આ મારો હેતુ છે. તમે ખરૂં બોલનારા થઈ કીર્તીવાન થાઓ. ખોટી પ્રતિજ્ઞા બિલકુલ છોડીદેઈ દેશનું કલંક નાબુદ કરો. ઈશ્વર પ્રતાપે તમારામાં સદ્‌બુદ્ધિ પ્રદીપ્ત થાઓ એજ મારૂં માગવું છે.

---

# અંક ૧૧ મો.

## હલકી બાબતો. ‡

સાડા ત્રણ મણની કાયાને કાંટાની એક નાની રેખ ઈજાકારી થઈ પડે છે. હાથી જેવા મોટા કદના જાનવરને ડાંસ સરખું નિર્માલ્ય જંતુ પાંડામાં નાંખે છે. એજ પ્રમાણે નમાલા છોડવા વખતે રસાયનિક અદ્‌ભુત

‡ લખનાર હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

ચમત્કાર બતાવે છે, કે સેંકડો રૂપિઆ ખરચતાં ન મટે એવા વ્યાધિને સહજમાં દૂર કરી શકે છે. જેનો કાંઇ પણ ઉપયોગ પડશે એવું સ્વપ્ને પણ ધાર્યું ન હોય એવી નકામી ચીજ કે કનિષ્ટ મનુષ્ય આપણને અજબ રીતે સંકટને સમયે મદદગાર થઇ પડે છે. મતલબ કે નકામું કે હલકું હોય તે પણ માણસના દુઃખ સુખમાં વધારો ઘટાડો કરી શકે છે.

પરંતુ આપણે ઘણીવાર હલકી કે નબળી ચીજોને નકામી ગણી બેદરકાર રહીએ છીએ. જગતમાં કંઈ પણ નકામું નથી કેમકે ઈશ્વરે હરેક વસ્તુ ઉપયોગીજ કરેલી છે. એ વાત ઉપર ઘણીવાર આપણું લક્ષ રહેતું નથી. મોટી બાબતો ઉપર લક્ષ આપતાં નાની બાબતોને આપણે વખત જતી કરીએ છીએ અને તેથી પરિણામે પસ્તાવું પડે છે. એક નાની ફોલ્લી નીકળે તે વખતે આપણે તેની ઝાઝી પરવા કરતા નથી. પણ કેમ જાણ્યું કે તે કોઈ મોટા ભયંકર વ્યાધિની શરૂઆત નહિ હોય ! એવી ફોલ્લીઓ વધીને વખતે દરાજ ખરજવું કે વિષ્ફોટક જેવા રોગ થઈ આવે છે. તે પસરી ગયા પછી દવાની એકાએક ટેકી લાગતી નથી; અને લાગે છે તો પણ લાંબી મુદ્દતે. ને વધારે રીબાવું પડે છે.

પાણીને ઢાંકવાની કે ગળવાની વાત સહજ સાજ છે પરંતુ તેમાં ચૂક થતે માણસના રામ રમી ગયાના દાખલા બનેલા છે. બારી બારણાં મૂકતી વખત દિશાનું ધ્યાન ન આપવાથી જોઇતી સારી હવા મળતી નથી, તેથી તેવું ઘર રહેનારને નિરંતર દુઃખદાયક થઇ પડે છે ઘરમાં વેધ છે કે તે સહેતું નથી એમ હાલ વહેમના કારણથી મનવામાં આવે છે; પરંતુ તેની બાંધણીમાં કોઈ જાતની ચૂક થવાથીજ તે માફક આવતું નહિ હોય એમ સમજવું. રાક્ષસમોયું ઘર નખેદ ગણવામા આવે છે; તેનું કારણ હવા તથા પ્રકાશને ઉષ્ણતાની બાબતમાં તે અનુકુળ નથી. એ છે. ઓરડામાં બારી બારણાં દહાડામાં એકાદ વાર પણ ખુલ્લાં રાખવાં, ને ઓરડો વાળવો ઝાડવો. એ બાબત સહજ છે; પરંતુ તેમાં ધ્યાન ન રાખવાથી વખતે રોગનું બીજ રોપાય છે. ઊંદરડીએ નાનું દર પાડયું હોય તેની દરકાર ન રાખીને જો આપણે તેને પૂરી ન લઈએ તો તે વખતે વીંછીકુછીનું કે સાપનું રહેઠાણ થઈ પડે છે. સ્વચ્છતાની કાળજી રાખીએ નહિ ને "મેલું કપડું છે એમાં શો રોગ થઇ જવાનો છે. જરા અસ્વચ્છ પાણી શું ગળે ભરાવાનું છે." એમ ધારી ચાલવા દઇએ તો આપણને તેવી ટેવ પડી જાય છે. એ ટેવથી લોકમાં નિંદા થાય અને આપણને રોગ થાય.

હલકી ઘણી બાબતોનો સરવાળો કરીએ તો એક ભારે બાબત થાય, એ ઉપર પણ વિચાર કરવો. ઓહો એક પાઇમાં કે એક પૈસામાં શું ! એમ સમજી પાઇ પૈસા બેકાળજીથી ખરચવા માંડીએ, તો ઉડાઉ થઇએ

ને ઊઠી જઇએ; એ વાત ધ્યાનમાં રાખવી. પાઈમાં ઝાઝી વિસાત નથી, પણ એકાળજીથી પાઈ ખરચવાની ટેવ ભુંડી ને ભયંકર છે. વળી બાર પાઈએ એક આનો થાય છે અને સોળ આને એક રૂપીઓ થાય છે એ વાત પણ વિચારી જોવી. કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય; એથી ઊલટું કાંકરો કાંકરો ફેંકી દેતા જઈએ તો કોઈ કાળે પાળનો નાશ થવાનો સંભવ રહે છે રૂપિઆ વ્યાજે કે કડે આણતી વખતે એમ વિચાર રહેછે કે દોકડા અડધા દોકડાના વ્યાજમાં તે શું, અને મહિને પૈસા બે પૈસા કડના આપવા પડે તેમાં શી મોટી વાત છે. હમણાં તો લાવીને વાપરો. મહિને માસે પતાવી દેઇશું. પણ વ્યાજના ઘોડા કેટલા ઉતાવળા ચાલે છે તેનો વિચાર કરજ કરતાં રહેતા નથી. ઘરમાં રોજ રૂપિઆનું ખર્ચ થતું હોય તેમાંથી એક આનો બચાવવો કે એક આનો વધારે ખરચવો એ સહજ છે; પરંતુ એથી વરસ દહાડે રૂ ૨૨ાા નફો કે નુકશાન થાય. રોજ એક આનો બચાવીને કોઈ માણસ વ્યાજે મૂકે અને પોતાની જીંદગીપર્યંત એમજ કર્યા કરે તો આખરે તે રકમ કેવડી થાય. તેની ગણત્રી કરવાથી એક આનો નાની ચીજ નથી એમ તમને જણાયા વગર રહેશે નહિ.

દિવસના પ્રમાણમાં મિનિટ સેકંડ કંઈ લેખામાં નથી. પાંચ મિનિટ ક્યાં ગઇ ને ક્યાં આવી એમ ધારી તેને ગુમાવવામાં આવે છે; પરંતુ ગએલી મિનિટ કદી પાછી આવનાર નથી. જેટલો વખત આપણે ગુમાવ્યો તેટલો આવરદામાંથી નિરર્થક ઓછો કર્યો. જેને મિનિટની દરકાર નથી તેને કલાકની પણ દરકાર ઓછી થાય છે. અને વખત નકામો ગુમાવવાની ટેવ પડે છે. એક મિનિટમાં કંઇ નથી. પણ તમે સ્ટેશને એક મિનિટ મોડા પહોંચ્યા તો ગાડી હાથ લાગશે વારૂ? એકવાર પાંચ મિનિટ કદી ગુમાવી તો ઠીક છે પણ દહાડમાં આપણે એવી કેટલી પાંચ મિનિટો ગુમાવતા હોઇશું તેનો વિચાર કરો. ચોરી કરવી એ ગુનો છે. તેથી પાઈ પૈસાની સહજ જણસ ચોરનારને પણ સજા થાય છે. એજ પ્રમાણે જો ગુમાવવું એ ખરાબ છે તો. થોડું ગુમાવવું પણ ખરાબ તો છેજ.

અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓ આ વાત નકામી કે જુજ ઉપયોગની છે એમ ગણી તે ઉપર પૂરતું ધ્યાન આપતા નથી. તેને છોડી દે છે, ઊપલક ઊપલક વાંચી જાય છે. કે વખત મળશે તો કરીશું. એમ ધારી રહેવા દે છે. પરંતુ પરીક્ષા સમયે વખતે તેજ તેમને નપાસ થવ નું કારણ થઇ પડે છે. સવાલ કહાડતાં પરીક્ષક એવી બાબતો છોડી દેશે. એમ તેઓ સમજે છે, પણ પરીક્ષક તેવી બાબતના સવાલ આપે છે, ત્યારે તે આવડતા નથી, અને અધુરી બાબતમાં ગોથું ખાધું એટલે નાસીપાસી પ્રાપ્ત થયા વિના રહેનહીં.

હલકી ચીજો પર ધ્યાન આપનાર બધી બાબતો પર ધ્યાન આપીશ

કુછે; પણ જેને હલકી ચીજોની દરકાર નથી તે વખતે ભારે ચીજ માટે બેદરકાર પણ રહે; અને વખતે હલકી ચીજ ઉપર ધ્યાન ન આપવાથી તેને ભારે નુકશાન થઈ પડે. કીમતી દાગીનો સાચવીને પેટી પટારામાં મૂકીએ. ને મોટું તાળું મારીએ તોપણ વાસ્યા પછી તાળું ખખડાવી ન જોયું. કે કુંચીઓ રઝળતી મૂકી. તો લીધેલી કાળજી વખતે નિરૂપયોગી થઇ પડે. એજ પ્રમાણે દાગીનાની સંભાળ લીધી પણ તેનાં ખીલી પસાઆરાં ઢીલાં પડ્યાં છે કે કેમ તે જોતા ન રહ્યા તો વખતે આખો દાગીનો ખોઇ બેસીએ. માન આવકાર આપવામાં કાંઇ પૈસા પડતા નથી, એ બાબત સહજ છે; પરંતુ તેમાં ચૂક આવવાથી સામાને કેટલું ખરાબ લાગે છે. અને તે આપણને વખતે કેટલા સંતાપનું કારણ થઇ પડે કે તેનો વિચાર કરવો જોઇએ. એજ પ્રમાણે બીજી બધાં સાવચેતી રાખ્યા છતા ધરાંના નાને.શેક ખીલો કે બળદનું જરા જેટલું જોતર કે હારનેસ ઘોડાના સામાન ના પટાનો નાનકડો હુક આંકડો ભૂલી જવાથી ગાડી ઉંધી વળી જાય છે, ને બેસનારને પસ્તાવું પડે છે.

કોયલા બરાબર ન ઓલવવાથી. દીવાનો મોગરો ખરવાથી. બીડીનું ઠીઠું બરાબર ન ઓલવ્યા વગર ગમે ત્યાં નાખી દેવાથી. લાય થયાના દાખલા થોડા નથી. આવી બાબતે હલકીછે પરંતુ તે ઉપર પૂરતું ધ્યાન આપવાની જરૂરછે. "નરેણી તે નખ કાપે કાંઈ ગળું ન કાપે" એવી કહેવત ચાલે છે પરંતુ નરેણી કરતાં એ નાની ચીજ વખતગાર માણસને ઇજા આપેછે, કે તેનો પ્રાણ લે છે. એક નાની ટાંચણી ભૂલથી ગળી જવાય અને તે ગળાની બારીમાં આડી અટકે તો કેટલો અનર્થ કરે? વાળ જેવાં બારિક ચીજ અન્નપાણીમાં ધ્યાન ન આપ્યાથી ગળે આવીને અટકે છ તો કેટલી ઇજા આપે છે. " કાંકરી ઘડાને ફોડી શકે છે." એ વાત હલકા માણસને પણ દુભતી વખત યાદ રાખવી. મંદવાડને વખતે સારૂં સારૂં ખાવાના અભાવા થાય છે. અને જરાકમાં શું થનાર છે, એમ પોતે કે આસપાસનાં કહે છે પણ ખરાં; પરંતુ સ્વાદિષ્ટ પણ રોગિષ્ટ પદાર્થ થોડાએ અશક્તિને વખતે ઈજા કરે છે. (જરા જરા ઘણીવાર લઇએ તો સર્વાળો વધારે થાય એ વાત ધ્યાનમાં રાખવી.) જરામાં શું એમ વિચાર કરતાં ઓસડ ક્યાં વધારે હોય છે. ઝેર ક્યાં ઘણું ખાવાની જરૂર પડે છે તેનો પણ વિચાર કરવો. માંદગીમાં એવો ખોરાક જરા હોય તોપણ ઝેરની ગરજ સારેછે. "આટલી મુદ્દતમાં ફલાણી રકમ આપું, નહિ આપું તો સરકારનો ગુનેગાર થાઉં," એ વાક્યમાં જરા જેટલું ચિન્હ મૂક્યા વગર કે જરા ખસેડીને " નહિ" ની પાછળ મૂકવાથી કેવો અર્થનો અનર્થ થઈ જાય છે તે વિચારી જુઓ.

ઘર સંસાર ઘણે ઠેકાણે પીડાકારી જોવામાં આવે છે, તેનું મૂળ કજીઆ

અને કંકાસમાં રહેલું છે, પરંતુ એ કજીઆ કંકાસ ઘણું કરીને સહજ બા- બતથી ઉત્પન્ન થાય છે. વહુએ ચઢે મને વાત કરી, સાસુએ મોં મચકોડયું, નણંદને બે બોર વધારે અપાવ્યાં. ધણીએ પીળાને બદલે કેશરી સાળુ રંગાવ્યો, ભાઈએ પોતાને માટે પાકા પાનની બીડી કરી. જેઠાણીએ મારા છોકરાને ડુંખરાવ્યો, છોકરે કાકા કર્યું તોએ જેઠે તેના સામું એ ન જોયું. દેરાણીએ દળવામાં મદદ ન કરી, વહુએ તરડાએલું કલેઢું ફોડી નાખ્યું. વગેરે બાબતો કેવી જુજ ને નજીવી છે. પરંતુ તેથી કેવા ભયંકર ટંટાનું બીજ રોપાય છે, તે સૌના જાણવામાં છે. કેટલીક વાર તો "વા વાયો ને નળિયું ખસ્યું, તે દેખીને કૂતરૂં ભસ્યું. થઇ રહયો ત્યાં શોર બકોર, કહો અખા તેમાં કિયો ચોર" એ વાળી વાત થાય છે. એટલે વગર કારણે કંઇ શંકાથીજ કજીઆ શરૂ થાયછે. મોટું મન રાખવાથી, ખમી ખાવાથી, ધાસી ઝૂટવાથા, આવી બાબતો નાશ પામે, અને સંસાર સુખરૂપ લાગે. એમાં શક નથી. દેવતાની નાની ચીણગારી મોટા મકાન ને ગામના ગામ ફૂંકી નાખવાને બસ થાય છે. એજ રીતે બોલવાની સહજ વકતા. અવિવેક, કે જુજ કામ કરવા ન કરવાની બેકાળજી ચીણગારી રૂપ થઇ ભયંકર પરિણામ નીપજાવી શકે છે.

ટૂંકામાં સાચવવા જોગ નાની ને નજીવી ચીજો જગતમાં એટલી બધી છે કે તેનો વિસ્તાર આવી નાની ચોપડીમાં થઈ શકે નહીં. નાની ને નજીવી બાબતો સૌએ જરૂર ધ્યાનમાં રાખવી એજ આ લઘુ પુસ્તક માળાના નાના મણકાની મતલબ છે.

## અંક ૧૨ મો.

### સહવાસ† વિષે.

મનુષ્ય જાતિનો સાધારણ સ્વભાવ એ છે કે જે વાત જુએ છે તે પ્રમાણે કરવાને તે પ્રયત્ન કરે છે. અને એજ કારણથી સારાની સોબત કરવી એમ વિદ્વાન પુરૂષો કહેતા આવ્યાછે. એ શીખામણ સારી છે. ને તેનો અનુભવ આ દુનિઆમાં આપણને ધણીવાર થાય છે. ગમે તેવો આળસુ. અબુદ્ધ અને મૂર્ખ છોકરો હોય તોપણ તે સારી સંગતિમાં હોય તો તેના દુર્ગુણ જઈ તે સારો ઉપયોગી માણસ થાય છે. તેજ પ્રમાણે કોઇ સારો મનુષ્ય હોય, તે પણ જો ખરાબ માણસની સોબતમાં રહે તો તે ખરાબ ચાલનો થાયછે. ધણીવાર માણસ સારો કે ખોટો છે એ વિષે લોકો. તે જેવા માણસની સોબતમાં હોય તે ઉપરથી અનુમાન કરેછે, જ્યાં સુધી છોકરાઓની બુદ્ધિ પક્વ થઇ નથી, ને તેમની વિચાર શક્તિ સારી મજબૂત થઇ નથી ત્યાંસુધી છોકરાઓ કોની સોબતમાં રહે છે, ને તે સોબત સારી છે કે નહિ એ વિષે તે છોકરાઓના માબાપે કે વાલીએ સારી કાળજી લેવી જોઇએ.

† લખનાર રઘુનાથ મહાદેવ કેળકર.

ઉપર જે વાત મેં કહી તે ફક્ત નાના છોકરાઓ વિષે છે એમ નહીં, પણ યુવાવસ્થામાં આવેલા વિષે પણ છે. દુર્ગુણની વ્યાપ્તિ, ખરાબ વ્યસનો તરફ મનનું વલણ, અને ખરાબ સોબત હોય તો તેની અસર યુવાવસ્થામાં ઘણી જલદી થાય છે. યુવાવસ્થામાં માણસ દુનિયાની સ્થિતિથી વાકેફ થવા માંડે છે. નાનપણ કરતાં તેનામાં સ્વતંત્રતા વધારે આવે છે, ને તે વખત જો દુર્વ્યસની અથવા દુષ્ટ સોબતમાં માણસ પડે તો તે પાયમાલ થઇ જાય છે. એવું ઘણા લોક વિષે જોવામાં આવે છે. માટે યુવાવસ્થામાં સારી સંગતિ કરવા વિષે કાળજી રાખવી જોઇએ. હવે એ ખરૂં કે નવા માણસનો સમાગમ થાય કે તુરત તે સારો છે કે ખોટો છે એ આપણે જાણી શકતા નથી; પણ કોઇ માણસ સાથે વધારે સ્નેહ સંબંધ કરતા પહેલાં તે માણસ કેવો છે, એ વાતની ખાત્રી કરી સ્નેહ સંબંધ તે સારો માણસ હોય તોજ વધારવો. પ્રથમ દુષ્ટ સ્વભાવનો અને દુર્ગુણી માણસ તે છે કે નહીં એ જોવા સારૂ તેનું મન પારખી જોવું. ખરાબ સ્વભાવનો માણસ હશે તો ખરાબ તેને ગમશે એમ બને તો તેને તુરત તરછોડવો.

સૌમાં ઉત્તમ વાત એ છે કે ગમે તે માણસ આપણા જોવામાં આવે અથવા તેની સાથે આપણો સંબંધ થાય તો તેનામાં જે સારા ગુણ હોય તેનો સ્વિકાર કરવો, અને જે દુર્ગુણ હોય તેનો ત્યાગ કરવો. મધમાખીમાં એવો ગુણ છે કે, જે પદાર્થમાં મધ જડે તે પદાર્થમાંથી મધનું ગ્રહણ તે મક્ષિકા કરે છે. તેજ પ્રમાણે સારા લોકો સદ્ગુણનું ગ્રહણ કરેછે. પુરાણોમાં શ્રીદત્તમુનિ વિષે કથા છે. અને તેમાં એમ લખ્યું છે કે શ્રીદત્તમુનિએ ચોવીશ ગુરૂ કર્યા હતા; તેમાં કૂતરો, ગધેડું એ પણ છે. (કૂતરાનું કૃતજ્ઞપણું, ગધેડાની સહનશીલતા એ ગુણ એ મહાપુરૂષે લીધા હતા.) મતલબ કે સારો ગુણ જ્યાં દેખાય ત્યાંથી લેવો એ સારા મનુષ્યનું લક્ષણ છે. પણ બધા લોકોનો એવો દૃઢ નિશ્ચય રહી શકે નહિ. એ કારણથી બને ત્યાં સુધી ખરાબ લોકોની સોબત કરવી નહીં એ નિયમ સારો છે.

સોબતની અસર મન ઉપર એટલી તો મજબુત થાય છે કે તેથી વ્યવહારિક રીતભાતમાં, વિચારમાં તથી ચાલચલગતમાં તફાવત પડે છે. જે લોકોને દુરાચરણી લોકોની સંગતિ છે, તેવા લોકો પોતે કદાચ દુર્ગુણી ન હોય અથવા ઘણા દુરાચરણી ન હોય તો પણ તેને દુરાચરણ કોઈ બીજા માણસમાં જોવાથી કંટાળો એકદમ આવશે નહીં. જે લોકોનાં ઘર દુર્ગંધવાળા મોહોલામાં હોય, તે લોકોને દુર્ગંધીથી કંટાળો આવતો નથી એ વાત પણ ઘણા મહાવરાની છે.

સોબતની અસર એકાદ વ્યક્તિ ઉપરજ થાયછે એમ નહિ પણ મનુષ્યના સમુદાય અને આખા દેશના વિચાર ઉપર પણ થાય છે. યુરોપના

કેટલાંક રાજ્યો જે રોમન લોકોએ જીતી લીધાં હતાં, તે પહેલાં કેવળ ખ-રાબ અને જંગલી સ્થિતિમાં હતાં. તે રોમન લોકોનું રાજ્ય ગયા પછી પણ પાછા નહીં હઠતાં વધારે સુધરતાં સુધરતાં હાલમાં ઘણી ઊંચ પં-ક્તિનાં થયાં છે. હિંદુસ્તાનમાં પણ મુસલમાની રાજ્ય થઇ ગયાને કેટલાંક વર્ષો થઈ ગયાં, પણ તે વખતથી જે કેટલીએક અસર થઈ ગઇ છે તે હજુ જતી નથી. અથવા એમ કહીએ તો ચાલે કે તે રીતભાતો જાણે કેવળ આ દેશનીજ થઈ ગઇ છે. આર્ય દેશી સ્ત્રીઓમાં પડદા વિગરે મુ-સલમાની રાજ્યની નિશાનીઓ ઘણી છે, તેજ પ્રમાણે આ દેશવાસી થ-એલા મુસલમાન તથા પારસી ભાઈઓમાં પણ હિંદુ લોકોની કેટલીક રીતો દાખલ થઇ ગઇ છે.

હાલમાં કેટલાક કાળથી પશ્ચિમ તરફના લોકોનો સહવાસ સારા ભા-ગ્યે આપણા લોકોમાં થયો છે, અને સાધારણ નિયમ પ્રમાણે તેમનામાંની કેટલીક રીતભાતો અને ગુણ આપણા લોકોમાં આવતા જાય છે. એ સ-માગમ એક રીતે કહીએ તો પરમેશ્વરે આપણા લોકોને સારો રસ્તો બ-તાવવા સારૂ તથા આ દેશની સ્થિતિ જે કેવળ નિકૃષ્ટાવસ્થામાં આવી ગ-એલી છે. તેમાંથી આપણા લોકોનો ઉદ્ધાર કરવા સારૂ કરાવ્યો હોય એમ માનીએ તો ચાલે. એ લોકોનો દેશ જે થોડા કાળ પહેલાં કેવળ જંગલી સ્થિતિમાં હતો તે પુરાણોમાંના ઇંદ્રભૂવનના વર્ણન કરતાં સારી ઊંચી સ્થિ-તિમાં આવ્યો છે. એવા લોકોનો સમાગમ થયા પછી તેમના સદ્ગુણ લઈ આપણા દેશનું કલ્યાણ આપણે નહીં કરી લઇએ, ને આપણે આ-પણા દેશની તથા આપણી સ્થિતિ બગડવા દેઇએ તો એમાં કોની મૂર્ખાઇ કહેવાય? હું નથી ધારતો કે એમાં બીજા કોઈનો દોષ સુજ્ઞ પુરૂષો કાઢી શકે! અંગ્રેજ લોકોનો સંબંધ થયા પછી મદ્યપાનના દુર્ગુણની અસર આ-પણા લોકોમાં ઘણી થઇ. તેજ પ્રમાણે તેમનું જોઈ કેટલીક વ્યવહારિક વા-તોમાં અનુકરણ આપણા લોકોમાં કરવા માંડ્યું છે. પણ જે સદ્ગુણોથી ઇંગ્લાંડ દેશ સારી સ્થિતિમાં આવ્યો છે તે સદ્ગુણોનું અનુકરણ કરવાનો પ્રયત્ન આપણા લોકોએ કેટલો કર્યો છે એ વાતનો વિચાર કોઇ કરે તો ખેદ ઉત્પન્ન થયા વગર રહે નહિ એમ હું ધારૂં છું. હવે એમ નથી ક-હેતો કે એ વિચાર કોઈના મનમાં નહીં આવેલો હોય અથવા બિલકુલ પ્રયત્ન એ વિષે થતો નહીં હોય, પણ એ પ્રયત્નને આપણી સ્થિતિ એ બંને સરખાવતાં સમુદ્રનું પાણી એક ઠેકાણેથી કાઢી બીજા ઠેકાણે નાંખવા-નો પ્રયત્ન કોઇ ચકલી કરે એવા પ્રકારનો એ પ્રયત્ન છે, એમ કહેતાં અ-તિશયોક્તિ થાયછે, એમ લાગતું નથી.

આપણા લોકોએ અંગ્રેજ લોકોના મદિરાપાન, સ્ત્રીઓની સ્વતંત્રતા જેવા ગુણનું અનુકરણ કરવા કરતાં તેમનામાંના સારા સદ્ગુણોનું ગ્રહણ

કરવા અને તે પ્રમાણે પોતે ચાલવા નિશ્ચય કરવો જોઈએ. ઘણુંકરીને પશ્ચિમના લોકોમાં એક મોટો સદ્ગુણ એ છે જે તે પોતાની સ્થિતિ દિવસે દિવસે સુધારવાનો અને બદલવાનો પ્રયત્ન કરે છે; અને આપણા લોકો એક સ્થિતિ હોય તેજ પ્રમાણે કાયમ રાખવાનો પ્રયત્ન કરે છે; અથવા કોઇ પણ નવી વાત શરૂ કરવાને કંટાળે છે. એ લોકો કોઇ પણ વાત એક વખતે માથે લીધેલી પૂરી કરવા વિષે દીર્ઘ પ્રયત્ન કરે છે અને આપણા લોકો તેમ કરતા નથી. ભગીરથ પ્રયત્ન જેવી વાતો સાંભળવાને માત્ર રહી છે. એ લોકોના જેવું દેશાભિમાન અને નવા ઉદ્યોગ તરફ લક્ષ તો આપણામાં છેજ નહિ. આપણા દેશમાંના જે ઉદ્યોગ અને ધંધાઓ ડૂબવા લાગ્યા છે તે બાબતમાં આપણે કાંઈ કરતા નથી. એકવખત એવો હતો કે હિંદુસ્તાનનાં કપડાં ઈંગ્લાંડના લોકોમાં ઘણાં જતાં હતાં, ને તેથી ઈંગ્લાંડના વણનારા લોકોનો ધંધો ભાગી પડવાનો વખત આવ્યો હતો. તે વખત ઈંગ્લાંડના દેશાભિમાની લોકોએ હિંદુસ્તાનનું કાપડ વાપરે તેનો દંડ કરાવવો એવો કાયદો પાર્લામેંટ તરફથી પાસ કરાવ્યો હતો. એ થયા પછી પણ એટલાજ ઉપર એ લોકો બેસી રહ્યા નહીં. એમણે નવા યંત્રો કરવા તરફ એટલો તો પ્રયત્ન જારી રાખ્યો કે હાલનાં વણવાનાં તથા સુતર કાઢવાનાં કારખાનાં તે પ્રયત્નનું ફળ છે; ને હજુ પણ સુધારો કરવાના પ્રયત્ન બંધ પડયા નથી. આ દેશમાં સુતર કાંતવાનો અને વણવાનો ધંધો છેક ભાગી પડ્યા જેવું છે. ઈંગ્લાંડનાં કપડાં અને સુતરનો બધે ઠેકાણે પ્રસાર થયો છે, ને તેનો વધારે પ્રસાર થવા સારૂ માન્ચેસ્ટરના લોકોનો પ્રયત્ન ચાલ્યા કરે છે. પણ આ દેશમાં એ કારીગરી વધવા સારૂ આપણા લોકોમાં શું થયું છે? થોડાક લોકોએ બરકા પાડયા છે; થોડાક નિબંધ દેશીકારીગરીને ઉત્તેજન માટે લખાયા, પણ કાંઈ મજબુત પાયાપર ચારે બાજુથી પ્રયત્ન શરૂ થયા નથી. ઇંગ્લાંડ દેશની સંપત્તિ મુખ્યત્વે કરીને સામાજિક દ્રવ્યની પેઢીઓ (જાઇંટ સ્ટાક કંપની)થી વધી છે, પણ આ દુર્ભાગ્ય દેશમાં તો એવી પેઢીઓ ક્યાંથી થાય? પ્રથમ તો પૈસાની ટાંચ, સમાજથી કામ કરવાની ઈચ્છા નહીં ને ભાગ્યે એકાદ કંપની ઉભી થાય તો લોકોના મનને પાછું હઠાવવા સારૂ નરસી કેશવજી, કીકાભાઇ હરનારાયણ ઈ૦ જેવી સદ્ગુણી મૂર્તીઓ પેદા થાય છે! શું એ વાત તરફ આપણા લોકોએ લક્ષ આપવું ન જોઇએ? યુરોપખંડમાં હરેક કળા કૌશલ્ય તથા શાસ્ત્રમાં નવા શોધ કરવા સારૂ કેટલાક મંડળીઓ થાય છે, તે કેવી રીતે ઉદ્યોગ કરે છે? પરદેશમાંથી એ હુન્નરોની માહિતી મેળવવા સારૂ કેવા પ્રયત્ન થાય છે? આપણે અહીં શું એવું છે? અને આપણે એ વાતમાં પ્રયત્ન કેમ ન કરવો? પશ્ચિમ તરફના દેશોમાં ખેતી સિવાય બીજા ઉપયોગી ધંધામાં લોકો સેંકડે કેટલા છે અને આપણે અહીં કેટલા છે? જે લોકો બીજો ધંધો કરે છે તે ધંધો કેટલી મુદત સુધી નભી

શકશે, એ વાત પણ સંશય ભરેલી છે. મને લાગે છે કે આપણા લોકોએ તે લોકોનું જે વાતોમાં અનુકરણ કરવા આરંભ કર્યો છે તે કરતાં એવી બીજી ઘણી વાતો છે કે જેમાં તેમનું અનુકરણ કરીએ તો આપણા દેશનું સારૂં થાય માટે એ વાત તરફ લક્ષ આપવા વિનતિ છે.



